૬૮૫૮

ं·ग प्रेस कंपनी लिमिटेड-अमदावाद.

आवृत्ति १ ली, प्रत १०००.

किंमत रु. ०-३-०.

पोष्टेज ०-०-६.

६८५८

# प्रभात पोथी.

रचनार

परवतसिंह हमीरसिंह,

झणोर, स्कुल-आसीस्टन्ट-मास्तर.

संगित रामरावण नाटक विगेरेना कर्ता.

संवत १९५४ सन १८९८.

યુનિયન પ્રિન્ટિંગ પ્રેસ કંપની લિમિટેડ—અમદાવાદ.

આવૃત્તિ ૧ લી પ્રત ૧૦૦૦.

કિંમત રૂ. ૦-૩-૦.

પોસ્ટેજ ૦-૦-૬.



# પ્રભાત પોથી.

રચનાર

પરવતસિંહ હમીરસિંહ

જખુર, સ્કુલ-આસીસ્ટન્ટ-માસ્તર.

[illegible] રામરાવણ નાટક વિગેરેના [illegible]

સંવત ૧૯૫૪. સન ૧૮૯૮.

કરૂણા રસ પ્રાધાન્ય શ્રી કુસંપ નિષેધક

# સંગિત રામ રાવણ નાટક.

અષ્ટાંકી.

## એક રમુજી ફારસ સાથે.

છપાઇ બહાર પડયુ છે.

જૂદી જૂદી જાતના સેંકડો રાગનાં છસો ગાયનથી ભરપૂર-જેમાં મોરબી, વાંકાનેર, મુંબઇ ગૂજરાતી વિગેરે પ્રખ્યાત નાટક કંપનીના નાટકોમાંના તમામ પ્રખ્યાત ને સરસ રાગોનો સમાવેશ કરેલો છે. રામાયણની વિરરસ કથાનું કાંઇપણ ગાળ્યું નથી જ. માટે એમાં શી શી બાબતોનો સમાવેશ કરેલો છે. તે કહેવાની જરૂર નથી. બાળક, જૂવાન તથા વૃદ્ધ માણસોના મન પસંદ પદ્ધતી રાખવામાં આવી છે. તથા દરેક રાગનું નામ, પુરેપુરી ટેક અને તે સાથે તાલ પણ જણાવવામાં આવી છે. માટે ગાયનના શોખીનો તથા નવા નવા રાગો શીખવાની ખાયશ રાખનારને ઘણું ઉપયોગી છે જેની સેંકડો નકલો ટુંક મુદતમાં ખપી ગઈ છે. ફક્ત થોડી જ નકલો હવે શિલકમાં છે. એ પૂસ્તકની પ્રશંશા સંબંધી ખાત્રી એટલી જ કે તે વાંચ્યા પછી નાપસંદ પડે તો તેના લીધેલા પૈસા પાછા આપી પૂસ્તક પાછું લેવા અમો તૈયાર છે ( પુસ્તક સારી સ્થિતિમાં હશે તો )

રૂ. ૦—૮—૦ પોસ્ટેજ માફ.

# अर्पण पात्रिका.

પ્રિય મિત્ર

**રા. પટેલ ભગવાન ત્રીકમભાઇ,**

માજી પોલીસ પટેલ અને ઉધરાતદાર,

**મુ૦ સુ૦ રાઘાડ.**

**સવૈયા એકત્રીસા.**

લાયક કણબી લેખું લેઉવા, રાંઢ ગામ વિષે વિશ્રામ;
નીજ જ્ઞાતિ વિષે પ્રખ્યાતિ, ગુર્જર માંય ગજાવ્યું નામ.
કુળ તારક પાળક પામરના, દુઃખ દારિદ્ર તણાં દળનાર;
ભેટ ધરૂં રચી **પ્રભાત પોથી**, સ્નેહ સહિત કરશો **સ્વીકાર**. ૧
દૂર કરી મદ પર્યા **શાંન્તિ**, રાણી શુભ જાણીને સુખકાર;
**વશીકરણ** સમ વાણી વેરી, પણ વશ થૈ વરને નીરધાર.
**દયા** તણા દરિયાવ ભાવ, **ભક્તિ**પર સંપુરણ ધરનાર;
ભેટ ધરૂં રચી **પ્રભાતપોથી**, સ્નેહ સહિત કરશો **સ્વીકાર**. ૨
દિલ તણા **ઉદાર** દિલે, **દાતાર** દિશો **નિતિ**, ભંડાર;
**સમદ્રષ્ટિ** દાખો સૌ જન પર, કદિ ન કિંચિત કરતા **ખાર**.
**વિદ્યારૂપી** કનકવેલની, વૃદ્ધિ થવા સિંચો **ધન** વાર,
ભેટ ધરૂં રચી **પ્રભાતપોથી** સ્નેહ સહિત કરશો **સ્વીકાર**. ૩
**સત્ય શિળ સંતોષ** આદિ શુભ, ગુણ તણા દિશો શણગાર,
પવિત્ર મારા **મિત્ર** આપ, દરશાવો મૂજ પર પૂરણ **પ્યાર**;
**પરવત** સ્નેહ સદૈવ રહેવા, આપ તણો ધરી પ્યાર અપાર;
ભેટ ધરૂં રચી **પ્રભાતપોથી**, સ્નેહ સહિત કરશો **સ્વીકાર**. ૪

**ઝણોર.** } લી. હુંછું આપનો શુભેચ્છક સ્નેહી મિત્ર
તા. ૧૫—૪—૯૮ } **ગ્રંથકર્તા.**

# સુકલતિર્થ મહાત્મ.

## છપાઇ બહાર પડયું છે.

સદરહુ **પુસ્તક** દેવ લોકોની તપશ્ચર્યાથી **ઉંકારેશ્વર** મહાદેવ કેવી રીતે પ્રગટ થયા તથા તેમનો મહિમા કેવી રીતે પ્રસર્યા વિગેરે હકિકત **શ્રી નર્મદાખંડમાંથી** સંસોધન કરી **સ્ત્રીઓમાં** ગાતા **પ્રખ્યાત** જૂદા જૂદા **ગરબાના** રાગોમાં રચવામાં આવ્યું છે **કિંમત** ફક્ત રૂ. ૦-૨-૦ પોષ્ટેજ માફ.

કર્તા **પરબતસિંહ હમીરસિંહ.** તથા **રામસિંહ માનસિંહ.** } ઝણોર સ્કુલ, આસીસ્ટન્ટ માસ્તર પોષ્ટ— **ચમારગામ.**

**એકવાર વાપરી અમારા પ્રમાણીક પણાની** ખાત્રી કરો

## દરાજનો અકસીર અર્ક.

### રૂ. ૧૦ નું ઇનામ.

આ રામબાણ અર્ક ઘણા વરસની જુની કાળી યા લાલ દરાજનો ફક્ત ત્રણજ દિવસ લગાડવાથી જડમૂળથી નાશ કરે છે આ અર્ક વિધિ પૂર્વક વાપર્યા છતાં દરાજ મટતી નથી એમ સાબીત કરી આપનારને દવાના લીધેલા પૈસા પાછા આપી ઉપર લખેલું ઇનામ આપવા અમે તૈયાર છીએ. કિંમત તોલા ૧ ની શીશીના બે આના ને તો. ૨ ની શીશીના ચાર આના ને પાંચ તોલાની શીશીના આઠ આના

## ખરજવાનો અર્ક.

આ રામબાણ અર્ક ઘણા જુના ખરજવાનો પણ નાશ કરે છે એમ નીઃસંદેહ માનવું કિમત ઉપર મુજબ.

( દવા વાપરવાની વિધિ શીશી સાથે જણાવવામાં આવશે. )

બનાવનાર,

**પી. એચ એન્ડ આર. એમ, ની કંપની,**

ઝણોર, પો. ચમાર ગામ.

५८१८

श्री

# प्रभात पोथी.

---

## મંગળાચરણ.

### સાર્દુલવિક્રીડિત છંદ.

શંગારે સ્ત્રી સહી ભજે, ગણપતિ, પંથી જતાં વાટરે,
વિપ્રો ભાવ થકી ભજે, ભણતરે, સોની ઘડે ઘાટરે;
વેપારે વણીકો સ્તવે, નરપતિ, બેસે ખરે પાટરે,
માટે હું પણ આ સમે, સ્તવું ટગો, જેથીજ ઉચ્ચાટરે.

### જીવોપદેશ.

### પ્રભાત ૧ લો ( રાગ રામગ્રી. )

( કોણ એ સમાના કામની દત્ત ફળીએલરામા—એરાગ. )

**આ પ્રભાત બીજાવરમાં પણ ગવાય છે.**

થયોરે **પ્રભાત** જો પ્રાણીઆ, ઉઠી ગણપત ગાને;
મૂઢ મતિના મૂરખારે, સુઈ રહ્યા છે શાને. થયોરે. ૧
**ગણપત** ગુણનીધી ભર્યા, દુઃખી દીનના દાતા;
**શંકર** જેના તાત છેરે, જેની **પાર્વતિ** માતા. થયોરે. ૨
**લાભ** ને **લક્ષ** દો સુત છે, મહા બુદ્ધ નિધાન;

**સુખ બુધ** નારી સંગે રહીરે, વાયુ વાય છે વાન. **થયોરે.** ૩
સીંદુર અંગ સોહામણું, ગળે પૂષ્પની માળ;
દુંદાળો દુઃખ ભંજનોરે, સેને સુખ કરનાર. થયોરે. ૪
સુંદર વાસ **કૈલાશ છે**, *સમીર શીતળ વાય;
મંન સદા રહે મગનમાંરે, ત્રણે તાપ ટળાય. થયોરે. ૫
ચંદન પાન પુષ્પો ચડે, આરોગે મીષ્ટ મેવા;
**પરવત** વિઘ્ન વિદારણએરે, શંકર સુત **મહાદેવા.** થયોરે. ૬

## પ્રભાત ૨ જો ( રાગ દીપક. )

**આ પ્રભાત ભેરવી તથા ગઝલમાં પણ ગવાય છે.**

**( ઉઠ પ્રભાત સમર લે તું શ્રી ગણેશ દેવા—એ રાગ. )**

ઉઠ **પ્રભાત** સુઈ રહ્યો શું, **ગોવિંદ**ના ગુણ ગાની;
સમર સમર **શ્રી પતિને**, ભમર ભોગી જાની. ઉઠ. ૧
**અમર** નામ થશે અવનીમાં, શુભ કરેથી સેવા;
સકલ વિઘ્ન એ વિદારે, સેવા મીઠા મેવા. ઉઠ. ૨
સકલ **વિશ્વના** આધારા, મંગળ કર **મોરારી;**
**પરવત** આ પાપી જાગ્ય, આંખ ને ઉઘાડી. ઉઠ ૩

## પ્રભાત ૩ જો ( રાગ સદર. )

મૂઢ મતિના **માનવી**, ઉઠી **પ્રભાત** પે'લો;
સમરવાના **શ્યામ** મૂકી, કરવા નિંદા વે'લો. મૂઢ. ૧
એથી કહે તું શું કમાશે, જાશે **જમને** દ્વારા;
લેખું ત્યાં લેવાશે થશે, હાલ બેહાલ તારા. મૂઢ. ૨
ગાળાગાળી શું કરીને, ×રાસભ થાય રાજી;
**પરવત કે' સુંદરસ્યામ**, સમર પાપી પાજી. મૂઢ. ૩

---

* પવન. × ગધેડા.

## પ્રભાત ૪ થો ( રાગ સદર. )

સમર લેને શ્રી હરિ, ફરી ફરી તું આયો;
આ અવતાર ઉત્તમજ આવ્યો, ગોવિંદ ના ઘડી ગાયો. સમર. ૧
સાર અસાર ન કાંઈ વિચારે, પાપથી પીંડ ભરાયો;
લેતાં નામ ન બેસે દામ, એળે જન્મ ગમાયો. સમર. ૨
કાળ અહીં તું થડ વિસારે, મૂરખમાં મનાયો;
'પરવત' કે' પ્રભુ સમર, નહિ તો જો પછડાયો. સમર. ૩

## પ્રભાત ૫ મો ( રાગ સદર. )

પાપી પોઢી શું રહ્યો, આંખ જો ઉઘાડી;
કાળ રહ્યો જો ફાળ ભરીને, ઉઠ લેશે ઉપાડી. પાપી. ૧
સંસાર આ સ્વપ્નાવત્ જાણી, ના કર પાપના *પુંજ;
અલ્પ આ સુખ ના ફસાતો, આગલો લાભ જો તુંજ. પાપી ૨
સમર સમર સમર સ્યામ, મોહ માયા દે મે'લી;
પરવત કે' પ્રીતમ વિણુ, અંત સમે નહિ બેલી. પાપી. ૩

## પ્રભાત ૬ ઠો ( રાગ સદર. )

માયામાં શું મોહી રહ્યો, જો જરા વિચારી;
માના ઉદરમાં અકળાઈ, પોતે રહ્યો પોકારી. માયા. ૧
વદનથી વદતો વિનવીને, મુક્ત કરો મોરારી;
હવે ભુલું હરી નહિ હું, અર્જ લો ઉતારી. માયા. ૨
તે વિસરીને વહ્યો વનિતામાં, લાલચમાં લપટાયો;
પરવત કે' વિભુ વિસારી, ઘણા ઘણાને ધાયો. માયા. ૩

## પ્રભાત ૭ મો ( રાગ રામગ્રી. )

(કોણુ એ સભાના કામની, દત્ત ફળીએલ રામા—એ રાગ.)

---

* ઢગલા.

ભજતું **સુંદરને** ભાવથી, ઉઠી પે'લાં **પ્રભાતે**;
સુતો સોડ શું તાણીનેરે, મુવા મૂઢ નીરાંતે. ભજ. ૧
**પોપટ મેના** પ્રીતથી, **સીતા રામ** સંભારે;
તો અવતાર ઉત્તમ લઇરે, **વિભુ** કેમ વિસારે. ભજ. ૨
જગના **જીવન જાણજે**, નોધારાના આધાર;
**ખગપતિ**× ઈંડ બચાવીયાંરે, **ખાંડવ વન** નીરધાર. ભજ. ૩
**સંકટ હર સુખ** દાયકો, **ભક્ત**ને વશ વા'લો;
**સુધનવા**ની સ્હાય કરીરે, તાતા તેલે ઉગાર્યો. ભજ. ૪
**સવરી** ભીલારાણી ભક્તની, બાનાની પત રાખી;
બોર તે એંઠા આરોગીયાંરે, **ભાવટ** ભવનીરે ભાગી. ભજ. ૫
સર્વ મોહ સંસાર છે, જોને જીવ વિચારી;
**પરવત** પાસમાં શું ફસીરે, વિસારે **વનમાળી**. ભજ. ૬

## પ્રભાત ૮ મો ( રાગ સદર. )

મે'લ તું મે'લ ગમતા બધી, ખોટી *ખલકની **માયા**;
ખેલ તું ખોટા આ ખેલમાંરે, જાશે જરૂર જે જાયા. મે'લ. ૧
**લક્ષપતિ** લેર માણુતા, **મહિપત** મોટા મનાતા;
દુશ્મન દેખી ડરી મરેરે, એવા પણ **રળા** જાતા. મેલ. ૨
સોના સમી ઘડી જાય છે, ફરી ફરી હાથ ન આવે;
માટે **હરી** ભજ ભાવથીરે, દાસ **પરવત** કા'વે. મેલ. ૩

## પ્રભાત ૯ મો ( રાગ કાલેરો. )

**આ પ્રભાત ઠુમરી, લાવણી, ભેરવી, ગરબી, કનરો, સામેરી, ધનાશ્રી, ધોળ. ઈ. રાગમાં પણ ગવાય છે.**

---

× ગરૂડ. * દુનીયા.

## ( ઝુમલડીરે તને હરી ગુણ ગાતાં, આવડું આળસ ક્યાંથીરે—એ રાગ.

ઉઠ અભાગી અઘોરી શું ઘોરે, જોને **પ્રભાત** થયોછેરે;
**દિનકર**× પોતે દરશન દેવા, આવીને ઉભો રહ્યોછેરે. ઉઠ. ૧
માટે આંખ ઉઘાડી જો અંધા, **પંખી** કલ્લોલ કરેછેરે;
**ચકલીઓ** ચકચક કરવા લાગી, **મેના** મધુર ભણેછેરે. ઉઠ. ૨
**પોપટ મોર** મધુરી વાણી, કા કા કરેછે [1]**કાગારે**;
શ્રવણ કરજે દેવ **મંદીરમાં**, ઘનન ઘન ઘંટ વાગ્યારે. ઉઠ. ૩
**જુવતી** જોને જળ ભરવા ચાલી, વાત વિનોદની કરતીરે;
**હરીજન** ગોવિંદના ગુણ ગાયે, વાણી મધુર ચિત હરતીરે. ઉઠ. ૪
વિદ્યાભ્યાસ કરે જન કોઈ, ઉઠી **પ્રભાતે** વે'લારે;
તો **પરવત** ઉઠી તું ગાની, **ગોવિંદના** ગુણ ઘેલારે. ઉઠ. ૫

## પ્રભાત ૧૦ મો ( રાગ સદર. )

સમર સમર તું **શ્રી હરી** ભાવે, તો **ભવસાગર** તરશેરે;
આરે વચન નવ માને **પ્રાણી**, તો રોઈ રોઈતું મરશેરે. સમર. ૧
સગાં સબંધી અંતરનાં સૌ, સંસ્કારે મળી આવેરે;
જાળ વમળ માયાની એ મોટી, ખોટીને સત્ય ઠરાવેરે. સમર. ૨
આ ઘરબાર નહિ જર આવે, આવે ન **માયને બાપ**રે;
અંત સમે જીવ એકલાં જાવું, સંગમાં **પુણ્યને પાપ**રે. સમર. ૩
વાદળ રંગ પલટે જ્યમ પ્રાણી, ત્યમ આ **વય** વહી જાશેરે;
**રામ હૃદે**માં રતી નવ રાખે, પાછળથી પસ્તાશેરે. **સમર.** ૪
દુઃખસાગર સંસાર આ મોટો, ધારે તે થકી તરવારે;
તો ભજ **મુદર** પ્રાણી પ્રીતે, કૂકૃત સૌ પરહરવારે. સમર. ૫

---

× સુર્ય. ૧ કાગડા.

આરે પ્રભાત જે નર યા નારી, પ્રાતઃસમે ઉઠી ગાશેરે;
કહે પરવત શ્રી હરીને સમરતાં, વૈકુંઠમાં પહોંચી જાશેરે. સમર. ૬

## પ્રભાત ૧૧ મો ( રાગ સદર. )

રે મનવા મન ચેત સવેળા, ભજ ભવતારણ ભાવેરે;
ફરી ફરી આવો સમય ન આવે, આયુષ એળે ગુમાવેરે. રે. ૧
વરસ થયાં તને સોળજ જ્યારે, પરણ્યામાં મદમાતોરે;
ત્રીશ વરસ તુજ એમજ વીત્યાં, હરીના ગુણ નહિ ગાતોરે રે. ૨
સાઠ થતાં તુજ શક્તિ ભાગી, તોય હરી નવ ગાયારે;
સગાં સબંધી કો સંગ ન આવે, રે'શે પડી સૌ માયારે. રે. ૩
આવશે કલ્મષ[1] પુણ્યજ સંગે, અવર ન આવે કોઇરે;
હેતે હરી ભજ હું કહું ભૂંડા, શું મણી નાખે ખોઇરે. રે. ૪
કોઈ આજે કોઈ કાલે જાશે, આ જગ સ્વપ્ના જેવુંરે;
જૂઠી મમતા જીવ મૂકી દે, [2]નીત હરી નામ લેવુંરે. રે. ૫
દાસ પ્રભુનો પરવત કે'છે, હેતે હરી ગુણ ગાશોરે;
(તો) જન્મ મરણનો ફેરો ટળશે, હેતે હરીપદ રહાશોરે. રે. ૬

## પ્રભાત ૧૨ મો ( રાગ ઝુલણા, )

( જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કોણ જાશે—એ રાગ.

જીવ તું ચેત ઝટ સમર લે શ્રીહરી, કાય[3] સ્વપ્ના શમી જાણ તારી;
તું અલ્યા માનવી કાંઈ સમજે નહિ, રામ રટવાતણી રીત સારી. જી. ૧
મોહી માયા મહી મસ્ત મનમાં રહી, ચિત્ત વિશે કરે મારૂં મારૂં;
ફુલ ફોગટ ધરે હિનરજની ઉરે, ધાર ના લેશ તેમાંથી તારૂં. જી. ૨

---

૧ પાપ. ૨ નિત્ય. ૩ કાયા.

ધ્યાન ચૂકી **હરી** ધ્યાન ધન આદરે, અંતરે એજ તુજ **ભક્તિ** મોટી;
**જીવ** તું જાણી લે દારૂ **બંદૂકમાં**, મે'લતાં બાર[1] થઈ જાય ટોટી. **જી. ૩**
એવી આ દેહ છે રંગ વાદળ સમી, જેમ સ્વપ્ને ભલું ભક્ષ કરવું;
રે તું વિચાર માટે જરા મન વિષે, **રામનું** ધ્યાન રૂદેમાં ધરવું. જી. ૪
ધ્યાન ધર ધ્યાન ધર, વંદ **જીવ** જોડી કર, જે વડે **જન્મનાં પાપ** જાયે;
સમર તું **શ્રીહરી** પ્રેમ પૂરો ધરી, જેથી **પરવત્ત** કલ્યાણ થાયે. જી. ૫

## પ્રભાત ૧૩ મો ( રાગ સદર. )

**ચિત્ત** વિચાર તું **સાર** સમજે કહું, **રામ** રટ ખાયછે શીદ ગોથાં;
**ભ્રાતને માતને તાત જામાત્ર** સૌ, જાણ **હરી** વીણ એ સર્વ થોથાં. ચિ ૧
**છોરૂઆં** અંતકાળે નહિ તાહરાં, શું રહ્યો મૂર્ખ **માયામાં** મોહી;
**પાપને પુણ્ય** એ સંગ બે આવશે, એ વિના સંગ આવે ન કોઈ. ચિ. ૨
**શ્વસુર સાસુ** સહુ દુર દેખી રહે, વા'લી વિશેષ વળી **કામની**રે,
સર્વ જુઠુંજ **હરી** વિણ સંસારમાં, ભક્તિકર ભક્તિ **જીવ રામની**રે. ચિ. ૩
નામ લેતાં **હરી** ઉંઘ આવે ઘણી, મૂર્ખ નિંદા કરે પારકીરે;
આ **અમૂલો હીરો** રાખમાં રોળીયો, શી થશે ધારં ગુમાર ગતિરે. ચિ ૪
સમરને **શ્રીહરી** મેલ લવરી પરી,[2] **ભક્તિ** કર જે થકી તુંજ તરશે;
કવણ છે કવણનું તારૂં ને માહરૂં, સર્વ એ ખાઈ ખોખુંજ કરશે ચિ. ૫
ધ્યાન **હરી** ધ્યાન ધર વંદ જીવ જોડી કર, જે થકી જન્મનાં **પાપ** જાયે;
રંક **પરવત્ત**ના **સ્વામી**ને સેવતાં, જીવ કાયાનું કલ્યાણ થાયે. ચિ. ૬

## પ્રભાત ૧૪ મો ( રાગ સદર. )

**જોબન મદ** રાખમાં નાખમાં નજર, પર નારપર **નર્કમાં** નક્કી જાશે;
પાપી પૂરો ઘણો ચોર **પ્રભુજી** તણો, થૈશ તુજ હાલ બેહાલ થાશે. જો. ૧

---

૧ અવાજ. ૨ વેગળી.

કરીશ પોકાર પંડે[1] પડે માર **જમરાજ**નો, કાજના કરીશ ફૂંકે;
રંગ પતંગ આ તનતણો ધારીલે, તે જતાં સ્થુળ[2] ભાસેજ ભૂકું. જો. ૨
**જોબન**ના તોરમાં જરતણા જોરમાં, ધરતી ધ્રૂઝાવતા ચાલતા જે;
તારી નજરો તળે તે થયા ડોસલા, યાદ કર અલ્પમતિ ઉરમાં તે. જો. ૩
તેથી ભજ **હરી** ફરી નહિ મળે જન્મ આ, મનુષ્યનો શીદ એળે ગુમાવે;
**લક્ષ્મી** ભંડાર સૈ **બાગને બંગલા**, રે'શે ભૂપર[3] નહિ સંગે આવે. જો.૪
જાય છે જો ઘડી એક સોના સમી, વીતી વેળા નહિ ફેર આવે;
બાંધ તું પાળ **પરવત્ત** પે'લે થકી, તો પછી જોર **જમ**નું ન ફાવે. જો ૫

## પ્રભાત ૧૫ મો ( રાગ સદર. )

**ભક્તિ ભૂધર** તણી કઠણ કરવી ઘણી, ધાર તલવાર અણી અગ્ર* રહેવું;
**શ્રીહરી** સેવતાં કષ્ટ આવે કદા, સર્વદા સ્નેહથી તે સહેવું. ભક્તિ. ૧
લોકની લાજ સુખસાજ તારાજ કરી, **શ્રીહરી** માટ ઉચ્ચાટ સહેવા;
જેમ **પ્રહ્‌લાદ** વૈભવ તજ્યો તાતના, સમજીને સરસ**શ્રીનાથ**સેવા.ભક્તિ.૨
રાય **અંબરીષ** **દુરવાસ**થી ના ડર્યો, **શ્રીપતિ** પર ધરી પ્રીત સાચી;
**ગોપિકા** ગોપની સરમનો ભરમતજી, **સ્યામ**શું સ્નેહમાં ખુબ રાચી.ભક્તિ.૩
ધાન્ય ધન વસ્ત્રનાં સહસ્ત્ર દુ:ખ સેવીને, **શ્રીહરી** નવ **સુદામે** વિસાર્યા;
તો પછી મૂઠી[1] તાંદુલને વશ થઈ, **ઇંદ્રથી** અધિક સુખમાં ઉધાર્યા.ભક્તિ.૪
જેમ સોનાર સુધ હેમની ખાતરી, જો કરે ખૂબ તપવીજ તાપે;
એમ **કેશવ** કસોટી કરે કારમી, પણ પછી સુખ અખૂટ આપે.ભક્તિ.૫
દેખ દ્રષ્ટાંત **નરસૈ**, **મીરાં**, ભક્તનું, પ્રેમથી એમ **પરવત** વિચારી;
હાલતો કાંઈએ ઝાઝી હરકત નથી, આગલી વાત લે ઉર ધારી. ભક્તિ. ૬

## પ્રભાત ૧૬ મો ( રાગ—સદર. )

**રામ ભજ રામ ભજ** સજ સદા સેવ, **સુદ્રીપતિ** પરધરી પ્રીત સાચી;
એ વિના જાણ **માબાપ બાંધવ**[2]**સુતા**, **કામની** પ્રીત પણ જાણ કાચી. રા. ૧

---

૧ શરીરે. ૨ શરીર. ૩ પૃથ્વી. * ઉપર(આગળ). ૧ મૂઠી. ૨ છોકરી.

**અંતકાળે** નહિ કામ એ આવશે, શું રહ્યો મુંઢ માયામાં મોહી;
ગાય હરીગુણ નહિ જાય [1]નૃત થાય ત્યાં, ખુબ ખુશ થાય ખર ખાલી જોઇ.રા.
બાંધીયા **બંગલા સેજ પલંગ** આ, હેમના **હિંચકા બાગ** સારી;
એ સહુ આંહી **પરવત્ત** રે'શે પડી, સમર માટે ધરી શીખ મારી. રા. ૩

## પ્રભાત ૧૭ મો (રાગ—સદર.)

ગાની ગોવિંદ ગુણ ગાની ગોવિંદ ગુણ, સુણ મતિ મૂંઢ આ માની મારૂ
એજ સુખકરણુ છે હરણુ દુઃખ એ હરી, જાણુ એ વિણુ ના બીજું બારૂં. ગા. ૧
એજ તારણ **હરી** એજ મારણ અને, એજ જગ અખિલ **ઉદ્ધાર**નારો;
એજ [2]**સવિતા** ઉદય અસ્ત કરનાર **હરી**, એજ સહુ સંકટો કાપનારો. ગા. ૨
માટે રટ **રામ** રટ **રામ** રટ નીશદિને, ઝટ કરી જોને **આયુષ્ય** જાયે;
આ ગયી હાથ **પરવત્ત** ઘસવા પડે, અગમચેતી **હરી** બાંય સાંયે. ગા. ૩

## પ્રભાત ૧૮ મો (રાગ—સદર)

જીવ લાખોપતી તું થવાતો કરે, **કર્મસંચિત** વિણ કંઇ ન પામે;
**કર્મસંચિત** વિણુ જો મળે માનવી, તો મહિ આ વિષે કષ્ટ વામે. જી.૧
થાય **લાખોપતી પૂત્ર પરિવાર**નું, સુખ સૌ ભોગવે શુભ રીતે;
પણ [3]મહિ આ વિષેતો છે **સુખીયા** અને, **દુઃખીયાદિલ** બહુદુઃખવીતે.
ધારે એ ફળ સહુ **કર્મસંચિત**નું, તેહ વિણુ [4]ગેહનું જાય ખૂટી;
**વ્યાજ વેપાર** કે જો તું **નાણાવટું**, જે કરે તેહમાં જાય તૂટી. જી. ૩
**કર્મસંચિતથી** જો તું લાખોપતી, તો થયો તેહમાં શું કમાયો;
**અવતરી પાઈ** પણ **પુણ્ય** કીધું નહિ; નાતે ગુમાર **ગોવિંદ** ગાયો. જી.
તેથી તું **કર્મસંચિત**ની શુભ, થાપણ કરી દે **હરી** હસ્ત ભારી;
લોભીયા લાલચુ લાલ લપટાશના, લાભ ફરી આગલો લે વિચારી. જી. ૫

---

૧ નૃત્ય (નાચ). ૨ સૂર્ય. ૩ પૃથ્વી. ૪ ઘર.

તો ફરી તેહ પરવસ્ત મળશે રહે, લાલ ત્રીકંમને હસ્ત જોડી;
ઈશ્વરી કાયદો એહ છે *અવલથી, વિણુ સંચિત પામે ન કોડી જી. ૬

## પ્રભાત—૧૯ મો ( રાગ કાલેરો )

(જીભલડીરે તને હરીગુણુ ગાતાં આવડું આળસ ક્યાંથીરે-એ રાગ)

નીત નીરંજન નામને ભજીએ, તો ભવસાગર તરીએરે. ટેક.
મોહમાયાને મત્સર આદી, કૂડ કપટ પરહરીયેરે;
પરનિંદા કરવી પરહરવી, [1]પરદારા શું ડરીયેરે. નીત. ૧
નિત્ય કરી સદ્કર્મ પ્રભુને, પ્રીતે અરપણ કરીયેરે;
લેશ ન વાસના ધરવી તેમાં, (તો) [2]આવાગમનથી ઉગરીયેરે. નીત. ૨
સંત સમાગમ કરવો મૂકી, નીચ શું નેહ ન ધરીયેરે;
પરવત પાર્શ્વમણી વરજીને, પથ્થર ગ્રહી શું કરીયેરે. નીત. ૩

## પ્રભાત ૨૦ મો ( રાગ—સદર )

મૂરખ શું મોહી માયાથી, મીથ્યા કરે મારૂં મારૂંરે. ટેક.
શ્મશાન જઈને ચેહ ખડકશે, ત્યાં સૌ અળગું રે'નારૂંરે;
કાયા નગર આ દિશે રઢીયાળું, અંતે એ રાખ થનારૂંરે. મૂરખ. ૧
અમર કોઈ નથી અવનીમાં, નામ તે નાશ થનારૂંરે;
માટે સમર પરિબ્રહ્મ કે'પરવત, જેથી જડે મોક્ષ બારૂંરે. મૂરખ. ૨

## પ્રભાત ૨૧ મો ( રાગ—સદર )

સાંભળને શુધ ચિતવડે તુ, [3]શિક્ષા દઊં એક સારીરે;
શું થયું [4]નિત ઉઠી સ્નાન કરેથી, શું થયું માળા ધારીરે. સાં. ૧
શું થયું ખલક છોડી બને બાવા, શું થયું ખાખ તન ધારીરે;
શું થયું શીર ઊંધે તપ કરવે, શું થયું જટા વધારીરે. સાં. ૨

---

* પ્રથમથી. ૧ પરસ્ત્રી. ૨ જન્મ મરણુ. ૩ શિખામણુ.
૪ નિત્ય ( હમેશાં-રોજ. )

શું થયું તીલક તિર્થ કરેથી, શું મુદ્રા ધાલીરે;
કે' પરવત દ્રઢ ધ્યાન વિના સૌ, એ [1]પરપંચો ખાલીરે. સાં. ૩

## પ્રભાત ૨૨ મો ( રાગ—સદર )

મૂરખ હે +વરજી વરણાગી, એથી શું વળશે તારૂંરે. ટેક.
શું થયું કેસ શુશોભીત રાખે, શું થયું ચંદન ચારૂંરે;
અતર તેલ ફૂલેલ લગાવે, પાન પુનાશી સારૂંરે. મૂરખ. ૧
ટોપી પટો કોટ બૂટ અડાવી, ફુલી ફરે શું બજારરે;
પરવત પાછો ફરી જો ભરી ડગ, આવી બન્યું જો તારૂંરે. મૂરખ. ૨

## પ્રભાત ૨૩ મો ( રાગ—સદર )

કાયા તારી લેને ધારી, સ્વપ્નાવત્ સુખકારીરે;
ગગને જાજ્યો વાદળ ગોટો, જ્યમ પરપોટો [2]વારીરે. કાયા. ૧
ફૂટી જતાં ફટ વાર ન લાગે, જો જીવડા તું જાગીરે;
અવસર આવ્યો ના મન લાવ્યો, ઉરમાં અંતરજામીરે. કાયા. ૨
ઊંદર તાકી રહી બિલાડી, ઝડપી લેતાં શી વારરે;
મરણુ ભમે છે તુજ શીર મોટું, જો ચેતિને ચાલરે. કાયા. ૩
વૃક્ષે આવ્યું ફળ વેળાશે, રે'શો [3]લોચન ચોળીરે;
માટે હરી ભજ હુંપદને તજ, શજ સેવા સંત ખોળીરે. કાયા. ૪
જો લાગે રંગ હરનો હેતે, તો આત્મા ઓળખાશેરે;
પરવત કે'તે આ જગ જીત્યો, ફેરો ફરી નવ થાશેરે. કાયા. ૫

## પ્રભાત ૨૪ મો ( રાગ—રામગ્રી )

**( કોણુ એ સમાના કામની, દતફળીએલ રામા—એરાગ. )**

લોભી જીવલડા લોભમાં, શું તું ગયોરે લેવાઈ;
અવતરી આ અવની વિષેરે, કરે પૂણ્ય ન પાઈ. લોભી. ૧

---

૧ પ્રપંચો. + છોડી. ૨ પાણી. ૩ આંખ.

જગતમાં તું જાણે થઉં, **લક્ષાધીપતિ** શેઠ;
વૈતરૂં તેથી કરી મરેરે, બાંધી પાટારે પેટ. લોભી. ૨
**લક્ષાધીપતિ** શેઠ જો, કંઈ **અગ્નિથી** લેવાયા;
કંઈનું હતું **દ્રવ્ય** હાકમેરે, કંઈ ચોરોથી લુંટાયા. લોભી. ૩
**માટે** મિથ્યા મારૂં કરે, નથી તારૂં લગાર;
અંતે ન સંગ તે આવશેરે, સાચું શઠ મન ધાર. લોભી. ૪
**થાપણ** કંઈ મૂક્યા વિના, જાઇયે લાલચે લેવા;
ફોગટનાં તે ફાંફાં સહુરે, એમાં નહિ લેવા દેવા. લોભી ૫
**કર્મ સંચિત** કર્યાં હશે, શુભ તેવું તે મળશે;
**કુકર્મ સંચિત** કર્યાં હશેરે; તોતો તું ટળવળશે. લોભી ૬
મિથ્યા આ માથાકૂટમાં, **માયા ફંદે** ફસાયો;
પણ નવ **પાખંડી** પ્રાણીઆરે, ઘડીયે ગોવિંદ ગાયો લોભી. ૭
માટે સાચા સેવ **સંતને**, **ગુરૂ ત્રીકમ** જેવા;
**કર્મ** તાળું **બોધ** કુંચીયેરે, ખોલે ખચીત એવા. લોભી. ૮
તોજ ટળે **આવાગમન**, કહ્યું મારૂં જો માને;
**પરવત** બોધ બતાવીયોરે, ગૂરૂ **ત્રીકમલાલે**. લોભી. ૯

## પ્રભાત ૨૫ મો ( રાગ—કાલેરો )

**(જીભલડીરે તને હરી ગુણ ગાતાં, આવડું આળસ કયાંથીરે-એ** રાગ)
ભટકે ભવ મોઝાર **ભજનબીન**, ભટકે ભવ મોઝારરે;
કોણ ઉતારે પાર, **રામબીન**, કોણ ઉતારે પારરે. ભટકે. ૧
ભોગ ભલા જૂગતેથી જમવા, કાગલ **હાંડલી** સારરે;
કરે બલે પણ ચડે ન ચૂલે; પડે ન ઇચ્છા પારરે. ભટકે. ૨
**કાચો** [૧]**કુંભ** લઈ જળ ભરવાને, **જમુનાં** જાયે **નારરે**;
ફોગટનો ફરી આવે ફેરો, લેશ ન લાવે [૨]વારરે. ભટકે. ૩

---

૧ ઘડો. ૨ પાણી.

કાગળની કરી નાવ ધરેજો, **દરિયાવ** જવાને પારરે;
મૂરખ તે મોટા કોઠામાં, ગોથાં ખાય ગુમારરે. ભટકે. ૪
ધગધગતા **અંગારામાં** જે, આળોટે નિરધારરે;
કેમ ન તે કહો દાઝે અંગે; ઉપજે કષ્ટ અપારરે. ભટકે. ૫
**કરવતથી** ન કપાય **કાચજો**, કાપતાં ચૂર થનારરે;
કામ કરે **હીરાકણીથી** તો,, **તખતો** બનતાં શી વારરે ભટકે. ૬
પકડાયાં જે **પંખી જાળમાં**, તે ન કદિ છુટનારરે;
પણ જો **કાતરથી** કાપે તો, ઉડી જતાં શી વારરે. ભટકે ૭
વામન જાણે નાખી વારીમાં. તે નાવડી નીવારરે:
તરવાને ધારે શું તરશે, અંતરચ બૂડે યારરે. ભટકે. ૮
સગાં સબંધી સૌ સ્વારથનાં, વળી પરણી **પ્રીય નારરે**,
×**કલ્મષ પુણ્ય** બીના અંતે જો, લેશ ન આવે [૧]લારરે. ભટકે. ૯
**વ્યાજવટુ વેપાર** વળી, **નાણાવટ** કીધ અપારરે;
શાખ વધારી તો શું થયું પણ, એ સૌ મિથ્યા ધારરે. ભટકે.૧૦
કહે **પરવત** સેવ **સંત** વિના સુધ, મારગ નવ જડનારરે;
ગૌ સ્વામી ગુરૂ **ત્રિકમલાલનો**, ધર ઉપદેશ ગુમારરે. ભટકે.૧૧

## પ્રભાત ૨૬ મો ( રાગ—સદર. )

**રાધાવર** રટ નામ મૂરખ શ્રી, **રાધાવર** રટ નામરે.
આવે અવરના કામ ઊંધા, આવે અવર ના કામરે. રાધા. ૧
મારગ જો [૨]મોકળો **મોક્ષનો**, દીધો છે **નિષ્કામરે**;
પણ જો તે **હરી** ભજન વિના નવ, લાધે મૂરખ નામરે. રાધા. ૨
**રંગભુવન** રેંવા તારે જે, વળી શુશોભીત ધામરે;
અંત સમે નવ આવે સાથે, ગાંડા ગરાશ કે ગામરે. રાધા. ૪

---

× પાપ. ૧ સંઘાતે–સાથે. ૨ ખૂલ્લો.

જો જગમાં તું [1]વિત્ત વિના નવ, મળેજ ચીજ તમામરે;
પણ **હરી** કિરતન સાથી વસ્તુ, લેશ ન બેસે **દામરે.** રાધા. ૪
**ભકતને** વશ વા'લો **વિઠ્ઠલ** છે, કંઈનાં કીધાં કામરે;
**સુદામાનાં** સંકટ સંહારી આપ્યું **અવિચળ** ધામરે રાધા. ૫
*ભવદુર્ગે અજ્ઞાન અંધારે, ભટકે ઠામો ઠામરે;
**જ્ઞાન દિપક** દઈ **સંત** બતાવે, **મૂકિત** દ્વાર છે આમરે. રાધા. ૬
કહે **પરવત** ગુરૂ **ત્રિકમલાલનો,** દાસ ઉચ્ચારી આમરે;
લેતાં નામ **નિરંજન** થાયે, પ્રલે પાપ તમામરે. રાધા. ૭

## પ્રભાત ૨૭ મો (રાગ—સદર.)

આ શું ધરે છે ઢોંગ **ધુતારા,** એથી શું ઈશ્વર મળશેરે;
જ્યાં લગ **ભ્રાંતિ** ભીતર ભાસે, ત્યાં લગ ફેરા ફરશેરે. આ. ૧
જો મળે **માધવ** નીત ના'યાથી, તો [2]**મીન** જળમાં ના'યરે;
જો મળે ખાખ લગાવે તો [3]**ખર,** આળોટે રજ માંયરે. આ. ૨
**જો મળે મોહન જટા** વધારે, તો **વડને વડવાઈરે;**
જો મળે શીર ઉંધે **તપ** કરવે, (તો) **વાગોળ** રે' લટકાઈરે. આ. ૩
**જો મળે માધવ** ધ્યાન **ધર્યાથી,** તો **બગ** ધ્યાન ધરેછે રે;
જો મળે **મૂનિવૃત** ધારણ કીધે, તો બહુ **મુંગા** ફરે છે રે. આ. ૪
જો મળે **મોહન** વન શેવ્યાથી, [4]**વનચરનો** નહિ પારરે.
જો મળે **તપ** [5]**શીત** [6]**વૃષા સહેતો,** તે [7]**તરૂવર સહે** નારરે. આ. ૫
અપવાસે **અવિનાશ** મળેતો, વિચારી વેઠે ભૂખરે;
આફણીએ અપવાશ કરે છે, થાય ભૂખમાં દુઃખરે. આ. ૬
ભજ ભાવે ભૂંડા **ભુદર,** શું **ભવમાં** ભટકી મરેછેરે;
સ્વાંગ તજીને ઢોંગ ધરે તે, સૌ અંતે જો નડેછેરે. આ. ૭

---

૧ પૈસોટકો. * દુનિયારૂપી કિલ્લો. ૨ માછલું. ૩ ગધેડો. ૪ વાંદરાં. ૫ ટાઢ. ૬ વરસાદ. ૭ ઝાડ.

કહે **પરવત** દ્રઢ ધ્યાન વિના ધરી, પ્રપંચ પડે છે પાસરે;
ગૌ સ્વામી ગુરૂ ત્રિકમ લલાનો, નિત ઉચ્ચારે શ્વાસરે. આ. ૮

## પ્રભાત ૨૮ મો (રાગ—સદર)

કૌન ગતિ તોરીર ભજનના બીન, કૌન ગતિ હે તોરીરે;
બડે બડે બંગલા હૈ નાદ તેરા, આપ ચલેગા નાં [1]છોરીરે કૌ. ૧
કવા સે આના ...કે નડરી, સમજ નાસમજ મન [2]થોરીરે;
[3]પલટી બડી શેરકી નહિ પાવૈ, માન કહ્યુ શીખ મોરીરે. કૌ. ૨
ધર ધર ધર મન ધ્યાન આડબકો, પ્રીત કહ્યું તે શું જોરીરે;
**પરવત** કાયા કંચન જૈસી, પલમેં હુવેગા રાખોડીરે. કૌ. ૩

## પ્રભાત ૨૯ મો (રાગ સામગ્રી,

**( કોણુ એ સમાના કામની દત્ત ફળીએ રામા એ રાગ. )**

**પ્રભુનાં ચરિત્ર** વિચિત્ર છે, કોઇથી કળી ન શકાય;
પળમાં એ જળનું સ્થળ કરેરે, સ્થળનું જળ પળમાંય. પ્રભુ. ૧
**વાસુદેવ લઈ લાલને**, આવ્યા ગોકુળ ગામે;
જમુનાએ મારગ મેલીઓરે, નીજ પગ અડતામેં. પ્રભુ. ૨
ત્રીલોક તારણુ **ત્રીકમે**, નીજ મૂખડું ઉઘાડી;
**જુઓ જશોદાને જીવણેરે**, સરવે **સૃષ્ટી** દેખાડી. પ્રભુ. ૩
**ગોપીકા કાં'ન** કેડે લઈ, લડવા **જશોદાની** પાસે;
આવી કહે આને વારજેરે, જોતાં [4]નીજ બાળ **ભાસે**. પ્રભુ. ૪
**કંશ** મથુરાંનો રાય જે, તેની [5]ભગની જે ભારી;
બાળક્રીડા કરી ધાવતાંરે, મારી **માધવે** મારી. પ્રભુ. ૫
**અક્રૂર** આવ્યા તેડવા, જાતાં **જમુનામાં** ના'તા;

---

૧ છોડી. ૨ જરા. ૩ ગઈ-વિતિ. ૪ પોતાનો. ૫ બેન-માસી પૂતના.

ચૌદ બ્રહ્માંડ બતાવીયાંરે, નીરખી વિસ્મય થાતા. પ્રભુ. ૬
એવાં અનેક ચરિત્ર છે, વરણવું ના વરણાય;
ગુરૂ ત્રિકમના પ્રતાપથીરે, ગુણ પરવત ગાય પ્રભુ. ૭

---

## પ્રભુ પ્રાર્થના.

## પ્રભાત ૩૦ મો. રાગ કાલેરા.

(જીભલડીરે તને હરી ગુણ ગાતાં આવડુ આળસ ક્યાંથીરે- એરાગ.)

અકળ કળા અવિનાશ તમારી, શુભ ગતિ કરનારીરે;
શોભા બનાવ્યો બાગ વિશ્વનો, થયો આનંદ નીહાળીરે—અકળ—૧
કોકીલ મોર બપૈયા મેના, વાણી મધુર સુખકારીરે;
એ વિણુ આદી પંખી રચ્યાં તેં, પંખી તણી બલહારીરે—અકળ—૨
ધરતીમાં ધાતુ નીપજાવી, તારી કૃતી બહુ ન્યારીરે;
સુંદર વૃક્ષ અનેક રચ્યાં છે, સારી સુંગંધ પસારીરે—અકળ— ૩
તરે' તરે'ના મીઠા મેવા, તરે' તરે'ના કંદરે;
તે ખાતાં ઉરમાં ઉપજાવે; અધિક અધિક આનંદરે—અકળ— ૪
સો રવિ રાખ્યો અધર ગગનમાં, બાળનું રક્ષણ કરવારે;
ચંદ્રવડે રજની શી રચીછે, ચાર ઘડી ચિત ઠરવારે—અકળ— ૫
નદી સરોવર વાવ કૂવામાં, વારી વિશેષ ભર્યુંછેરે;
ગીરીવરથી [1]અણુંલગ અવનીપર, સો ઉપયોગી કર્યુંછેરે—અકળ—૬
આભમાં અગણિત તારા નીરખી, જોઈ રહ્યું છું વિચારીરે;
તુજ ગુણ ગણતાં પાર ન પામું, જાયછે હિંમત હારીરે—અકળ— ૭
સુર મુનીવર કોઈ પાર ન પામ્યા, તારી ગતિછે ન્યારીરે;
તો પરવત તરણાને તોલે, જાઉં તુજ પર વારીરે—અકળ— ૮

---

1 જર.

## પ્રભાત-૩૧ મો. ( રાગ-ઝુલણા )

( જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીયા, તુજવિના ધેનમાં કોણ જાશે-એ રાગ ).

નાથ અનાથછું હાથ [1]ગ્રહી લો હરી, આપના દાસનો દાસ જાણી;
જોડી કર [2]ઉભય શીરનામી ગુણગામી હું, આપ આગે ભણું દિન વાણી-નાથ.૧
પાપ અમાપ ધરી દેહ કીધાં ઘણાં, ધર્મના મારગે હું ન ધાયો;
પાપી પાખંડી પ્રપંચી પૂરો ઘણો, ગુણજરી તુજ ઘડીયેન ગાયો-નાથ-૨
સર્વ સંકટહરા અખિલ જગ આકરા, કૃષ્ટ મારૂં કૃપાનાથ કાપો;
દાસ પરવત્તની અરજ ઉરમાં ધરી, શ્રી હની સંઘ શીર હાથથાયો-નાથ-૩

## પ્રભાત--૩૨ મો. ( રાગ-સદર )

ભક્ત *આધીન રે' ભાવથી ભુધરા, સંકટે સા'ય કરનાર સ્વામી;
તેહીને આપદા વિસરૂં ના [3]કદા, સેવું તમને સદા શીર નામી-ભક્ત- ૧
દુષ્ટ દુર્યોધને [4]મોકળો થઈ મને, દ્રૌપદી લાજ લેવાને ધારી;
ધન્ય કરી સા'ય પ્રભુ ધાયમન લાય; નીજ દાસની અર્જ ઉરમાં ઉતારી-ભક્ત-૨
ચીર નવસો નવાણું તહીં પૂરીયાં, દેખી વિસ્મય સભા થૈજ ભારી;
૧૬ બ્રહ્માંડના નાથ અનાથછું, ગાઉશું ગુણ જઉ હામ હારી-ભક્ત- ૩
નરસૈયો દાસ જે ખાસ ધરી આસ, વિશ્વાસથી જાપ જપતોજ [5]જારી;
કષ્ટહારી તમે સર્વ સંકટ સમે, સા'ય કરી હાંશ સૌ પૂરી પાડી-ભક્ત-૪
મિત્ર પવિત્ર સાહી આપને ઉર વિષે, સેવતો જે સુદામો સદાયે;
નીચમાં નીચ આરોગી તાંદુલ તમે, કષ્ટ સૌ [6]નષ્ટ કીધું કૃપાયે-ભક્ત-૫
રૂપધરી નૃસિંહ પ્રલ્હાદ પીડા હરી, સ્તંભથી પ્રગટીને પૂર્ણકામી;
દાસ પરવત્ત કે' આપ અવિચળ સદા, ભક્તનાં કાર્ય કરતા અકામી-ભક્ત૬

---

૧ ઝાલી. ૨ બે. * તાબે. ૩ કોઈદિવસ. ૪ ખુશ થઈને.
૫ હમેશાં. ૬ નાશ.

## પ્રભાત—૩૩ મો રાગ—સદર.

રાય રણછોડ દુઃખમોડ પુરકોડ, કરજોડ કહું આપને શીશનામી,
ભક્ત આધીનછો જેમ જળ મીનને, આગ અંજીત એમજ અકામી-રાય- ૧
ભાવથી દાસ ધરી આશ વિશ્વાસથી, આપને જે બોડાણોજ વરીયા;
દ્વારકાં છોડ ડાકોર રણછોડજી, આવીનીજ દાસ તન તાપ હરીયા-રાય- ૨
ગુગળી આવીયા લોભે લલચાવીયા, ભક્ત રીઝાવીયા ગુણગ્રામી;
કહી સવા વાલની બાલ ગોપાલ, તેથી થયા તોલ ત્રીભુવન સ્વામી-રાય-૩
અકળગતી આપની આપના જાપની, આપની બુદ્ધિ પ્રભુ પાય લાગું;
દાસગણુખાસએ આશ પરવત્તને, અવર વરજી મુખે એજ માગું-રાય- ૪

---

## રેવાજીની સ્તુતી.

## પ્રભાત—૩૪ મો. રાગ—મેવાડો.

( અનીહો જુવાનીને દાડરે, હરીને જાણ્યા નહિરે- એ રાગ ).

અનીહો સતી સુખકારીરે, જાણો તમે નર્મદારે;
હાંરે જેનો અમર કંટક વાસ,
અનીહો નીરમળ જેનું નીરરે, [1]લેહેરા અતિ ગાજતીરે
હાંરે તહાં દુરગંધ ના શી આશ- અનીહો-સતિ- ૧
અનીહો ઝાઝી ત્યાંજે ઝાડીરે; લત્તાઓ ઝુકી રહીરે
હાંરે કેવો [2]મંદ પવન ત્યાં વાય
અનીહો ક્રીયા કરે સામીરે; લત્તાઓ હરખે ભરીરે
હાંરે ડાળ ઓતો ને નજર દેખાય-અનીહો-સતિ- ૨
અનીહો કાગા પ્રફુલીત રે; મન મગન થાગ્છેરે
હાંરે વરસા રૂતુઆં ધરે ભય રમ

---

૧ લેહેરા. મોજા. ૨ ધીરેધીરે.

અનીહો ફોડે પા'ડ પરવતરે; તોડે પરનાળાં નેરે
  કર્તા તેનો હોય જો ભારે ભુપ—અનીહો—સતિ— ૩
અનીહો વળી [1]વસુધા જનરે; અથાગ આવી ના'યછેરે
  હાંરે સહુ ઉતારે અંગનો મેલ
અનીહો [2]રામા પનઘટેરે; વસ્ત્ર ધૂવે જોરથીરે
  હાંરે કંઈ સાફ કરે શીર છેલ—અનીહો—સતિ— ૪
અનીહો [3]પરિયટ પાણીરે; કરેછે મલીનતારે
  પ્રભાતમાં ધોઇને સઘળાં ચીર
અનીહો રેવામા દયાળુરે; દ્વેષ દિલમાં નહિરે
  સંધ્યા સમે સુંદર શોભે તીર—અનીહો—સતિ— ૫
અનીહો સાધુ સત ઝાઝારે; પ્રીતે પ્રક્રમા કરેરે
  તેને જાણો રેવા અધિક આધાર
અનીહો પરવત દાસરે; દિનપણે દાખવેરે
  રાખો રૂદે રેવા સહુ નરનાર અનીહો—સતિ— ૬

## દ્રૌપદીની ઈશ્વર પ્રત્યે પ્રાર્થના.

## પ્રભાત—૩૫ મો. (રાગ કાલેરા)

**ભળડીરે તને હરી ગુણ ગાતાં,આવડું આળસ ક્યાંથીરે-એરાગ)**

[4]વાર કરો વિઠલ અબળાની, દાશીને દુઃખદેછેરે;
ભરી સભામાં દુષ્ટ દુર્યોધન, ખેંચી ચીર લાજ લેછેરે વા. ૧
આશી મતિ સુઝી સ્વામીને, જુગટું રમવા બેઠારે;
રાજપાટ મુંજને હારીને, મહા સંકટમાં પેઠારે. વાર. ૨
શું કરે એ પરવશ પડ્યાછે, વચન વડે બંધાયારે;
નહિતો દુષ્ટ એ દુરજોધનની, કરે [5]પતન પતિ કાયારે. વાર. ૩

---

૧ પૃથ્વી. ૨ સ્ત્રી. ૩ ધોબી. ૪ મદદ ૫ નાસ.

બોર તમે સવરીનાં ખાધાં, ⁴આહીર ગોરસ પીધુંરે;
સ્તંભથી પ્રગટ થઇને પોતે, પ્રહ્લાદને સુખ દીધુંરે. વાર. ૪
તાતા તેલે સુધન્વા ઉગાર્યો, સુદામાને સુખ આપ્યુંરે;
અમરીશની કરી વાર વિઠ્ઠલજી, કષ્ટ કૃપાનિધ કાપ્યુંરે. વાર. ૫
વાર કરી એમ ઘણા ઘણાની, સેવે ન તેને સંતાપોરે;
તો પરવત અબળાની વારે, આવી સંકટ કાપોરે. વાર. ૬

---

## રાવણ મંદોદરી સંવાદ

## પ્રભાત—૩૬ મો. ( રાગ રામગ્રી )

**( કોણએ સમાના કામની, દત્ત ફળીએલ રામા—એ રાગ ).**

**મંદોદરી૦**—કહ્યુંરે માનો મારા કંથજી, સોંપો સીતા સતિને;
સાધવી સીદ્ધ એ જાણજોરે, [1]વરજો કૂડ મતિને કહ્યુંરે. ૧
પરદારા વિષ વેલ છે, જે કોઈ પ્રીત કરેછે;
પાછળથી તે પસ્તાયછેરે, વિણ મોતે મરેછે. કહ્યુંરે ૨
સર્પ સમજવી સુંદરી. ડંશી વિષ ન વળશે
પડશે જે કોઈ પાસમાંરે, [2]કુંભી પાકમાં પડશે. કહ્યુંરે. ૩
બાગ બનાવ્યો બહુ વિધિ, સુંદર *પુષ્પો અપાર;
ધારે મતિ કોઈ તોડવારે, ખાંતે ખાય ખૂબ માર—કહ્યુંરે. ૪
નજરે નીહાળી [3]કૂપે પડે, કહો કેમ ઉગરશે;
બાથ શબળ શું જે કો ભરેરે, નક્કી નાથ તે મરશે—કહ્યુંરે. ૫
પરવત ઝાઝું શું કહું, સમજો પ્રાણના પ્યારા;
રામજી રીશ ન રાખશેરે, એછે ⁴અવનિ આધારા—કહ્યુંરે. ૬

---

૪ ભરવાડ. ૧ છોડો ૨ નર્કમાં. * ફુલ ૩ કૂવામાં ૪ પૃથ્વી.

## પ્રભાત-૩૭ મો. ( રાગ-સદર )

**રાવણ૦**—ઘેલી થઇ પ્રીયા માહરી, ઘેલાં વેણ વદેછે;
કાયર કૂખે શું અવતરીરે, સાંપો **સીતા** કહે છે. ઘેલી. ૧
હોય [1]અવર જો કામની, ટેકો તેનેરે આપે;
પણ અકળાવે ઉલટીરે, [2]મસ મૂજને સંતાપે. ઘેલી. ૨
વાલી વિશેષ જો હોય તો, મતિ આપે ન આવી;
તે જઈ **વાડી અશોકમાંરે, સીતા** દે સમજાવી ઘેલી. ૩
હાંશથી હર્ણુજ મેં કર્યું, સાંપું પાછી જો પ્યારી;
તો અવની આ અખિલમાંરે, જાય લાજ જ મારી. ઘેલી. ૪
**રામ** ને **લક્ષ્મણ** શું કરે, બાળક બેઉ નીરધાર;
અડફટ એકે ઉંધા કરૂંરે, એછે આપણો આ'ર. ઘેલી. ૫
**દેવ** સરવ ડરતા રહે, મૂજથી તે તું જાણે
**પરવત** શું ગભરાય છે રે, રખે ડર દિલ આણે. ઘેલી. ૬

## પ્રભાત—૩૮ મો ( રાગ સદર. )

**મંદોદરી૦**-બાથ ન ભરશો **નાથજી**, કેણુ દાશીનું માની;
આવ્યો હતો **દૂત રામનો** રે, જબરો જોયો તોફાની. બાથ. ૧
વાડી **અશોક** [3]ઉજાડીને, માર્યા [4]**અસુર** અપાર;
**લંક** લગાડીને તે ગયોરે, થયું કંઈ ન લગાર. બાથ. ૨
આવ્યો વળી એક **દૂત** જે, સુભ [5]**વીષ્ટિજ** કરવા;
મહા બળવાન તે ભાળીયોરે, લાગે તેથી કો ડરવા. બાથ. ૩
**સીતા સ્વયંવર** આદર્યો, રાય **જનકે** જે વાર;
**ધનુષ** ધર્યું આ જે ભાગશેરે, **સીતા** વરસે નીરધાર. બાથ. ૪

---

૧ બીજી ૨ વધારે ૩ નાશ કરી ૪ દૈત્ય. ૫ સમજાવવા

બળ બાંધી નાથ ઉઠીયા, [1]વરવા **જનક સુતાય;**
પણ રતીએ નવ તે ચળયુંરે, હશી સકળ સભાય. બાથ. ૫
કોટી પરાક્રમ **રામનાં**, એ તે કેમ જીતાય;
**પરવત** ફીકર થાય છે રે; માનો મનડું મુઝાય. બાથ. ૬

## પ્રભાત—૩૯ ( રાગ સહર )

**રાવણ૦— આ શું વદે છે સુંદરી** થૈ વિશેપ તું વા'લી;
**પણ તેમાંનું શું વળેરે, કરે છે હડ ખાલી.** આશું. ૧
**મહા બળિયો સુત માહરો, જેણે ઇંદ્રને આણ્યો;**
**તે પકી રામને** તેં ઉરેરે, સબળો અધિક શું જાણ્યો. આશું. ૨
**કુંભકરણ ભ્રાત માહરો, પેખી** કાંપેજ કાળ;
**તો** શી ગણતીમાં તે કહેરે, **રામ લક્ષ્મણ** બાળ આશું. ૩
**હું** અધિપત ત્રીલોકનો, સ્વર્ગ **મૃત્યુ પાતાળ;**
**દેવ** સુણી નામ કાંપતારે, આવી પો'ચે જયમ કાળ. આશું. ૪
**લેશ** વિચાર કરે નહિ, મૂજ બળનો આવાર;
**એ** બેઉ બાળક ઝીલશેરે, વીશ ભૂજનો શું ભાર. આશું. ૫
**હું** નવ જીત્યો કોઇનો, જાઉં ઝાઝું શું કે'વું;
**પરવત** શીર જાય તો ભલેરે, **સીતા** પાછી ન દેવું. આ શું. ૬

## પ્રભાત—૪૦ મો (રાગ—સહર.)

**મંદોદરી૦**—વિપ્રીત થઇ મતિ માનજને, મારૂં કેણુ ખરૂં છે;
આપની આજ્ઞા ઉલંઘીરે, કહો કંઈ પણ કર્યું છે. વિપ્રીત. ૧
ઇંદ્રની વિપ્રિત થઇ મતિ, મોહ્યા ગૌતમ [2]નાર;
સો [3]ભગ તેને સે'વાં પડયાંરે, રૂષી શ્રાપે નીરધાર. વિપ્રીત ૨.

---

૧ પરણવા. ૨ અહલ્યા. ૩ કાણું.

એ છે અજીત કેમ જીતશો, **પુરણબ્રહ્મ** પીછાણો;
મહા બળીયા બળ મૂકીનેરે, નમ્યા નાથ પ્રમાણો. વિપ્રીત. ૩
ફોગટ ફુલ શાને ધરો, સૌ આ કામ તે [1]વણશે;
સાક્ષાત એ **ભગવાન** છે રે; તેને સૈન્ય શું કરશે. વિપ્રીત. ૪
કોશળ કુળનું કઢાવશો; વેર બાંધી વધારે;
પાછળથી પસ્તાવ છે રે; પ્રથમ જે ન વિચારે. વિપ્રીત. ૫
માટે માનો મારા **નાથજી**; સોંપો સધ એ નારી;
**પરવત** અવગુણ આપનોરે; માફ કરશે **મોરારી** વિપ્રીત. ૬

## પ્રભાત—૪૧ મો ( રાગ સદર )

**રાવણ૦—પ્રમદા** બૂદ્ધિ પાનીયે, અઘટીત ઉચરે વચન;
તે સુણી તન આ તપી ગયુંરે, કરૂં પલમાં પતન પ્રમદા. ૧
સમજાવી સમજે નહિ, તાણે તારૂં ને તારૂં;
હું બળીયો એ બે બાળથીરે, કોટી કલ્પે ન હારૂં. પ્રમદા. ૨
સપ્ત [2]દધિને સેજમાં. [3]ચરણામૃત કરી પીઉં;
તોળું **કૈલાશ** એક હાથથીરે, તો શું એથી હું બીઉં. પ્રમદા. ૩
**સીતા** લઈ શરણે જઉં, એતો વિપ્રીત વાત;
લાજે જનુંની માહરીરે, એથી કહું સાક્ષાત. પ્રમદા. ૪
આકાશ અવની એકઠાં, ભલે થાય બેન નારી;
[4]**સવિતા** ઉગે પશ્ચીમમાંરે, પણ ના આપું લે ધારી. પ્રમાદા. ૫
ડર ધરી **સીતા** નથી હરી, પાછી આપવા કાજ;
**પરવત** બોલતી બંધ થ રે; મુર્છા દઈ પતરાજ. પ્રમદા. ૬

---

૧ બગડશે ૨ દરિયો-સમુદ્ર ૩ અંજલી ૪ સૂર્ય

## પ્રભાત—૪૨મો ( રાગ—સદર )

મંદોદરી૦—સાંભળો સ્વામી સલક્ષણા, સ્વામી છો શીરતાજ;
સ્વપ્ન ભયંકર આવીયું રે, ઉઠી દીલડામાં દાઝ. સાંભળો. ૧
જાણે આવ્યા ચઢી રામજી, લઈ સૈન્ય અપાર;
સપુત સુત ઈંદ્રજીતનો રે, થયો તેમાં સંહાર. સાંભળો. ૩
રણમાં પધાર્યા આપ ત્યાં, મચ્યું યુદ્ધ અપાર;
¹ભુજ તે વીશ વેગળા પડ્યા રે, પડ્યા રણ નીરધાર. સાંભળો. ૩
એથી આ તનડું તપી ગયું, ઉંડો ઉતરે વિચાર;
માનો માનો માનો માહરુ રે, સતિ સાંખ્યામાં સાર. સાંભળો. ૪
હોય ભલે પૃથ્વી પતિ, શુભ ગુણ ભંડાર;
પણ સ્ત્રી લંપટ જો થયો રે, એળે ગયો અવતાર. સાંભળો ૫
કંઈક થયા ભીખ માગતા, વેચી ઘર વટલાયા;
પરવત પરસ્ત્રીના પ્યારમાં રે, મોટા મુની પછડાયા. સાંભળો. ૬

## પ્રભાત-૪૩મો ( રાગ-સદર )

રાવણ૦—ધીક ધીક પ્રીયા તુજને, આ શું ઉચરે અકારૂં;
શું કરૂં વા'લી વિશેપ છે રે, અન્ય હોય તો મારૂં. ધીક. ૧
સ્વપ્ન સાચું નવ માનતો, એતો ભ્રમણા છે ભારે;
સ્વપ્ન કદી જો સાચું પડે રે, રંક રાયને મારે. ધીક. ૨
સ્વપ્ને ભોજન ભલું થાય છે, સ્વપ્ને શુભ રાજ પામે;
સ્વપ્ને *વનિતાઓ બે વરે રે, સ્વપ્ને દીલ દુઃખ વામે. ધીક. ૩
સાચું કહે શું તેમાં પડે, એમાંનું એક થાય;
આળસ મરડીને ઉઠતાં રે, સૌ તે મિથ્યા જણાય. ધીક. ૪
તેને સાચું ગણી ²સાધ્વી, મુજને શું રે સંતાપે;
લેખ વીધીએ લખેલ છે રે, તેને કોણ ઉથાપે. ધીક. ૫

---

૧ હાથ *સ્ત્રી ૨ સતિ.

કરમે લખ્યું કઇ નીપજે, રે'ન બંધ લગાર;
**પરવત** તો કહે કેમ ડરૂંરે; સાંપું **સીતા** શું નાર. ધીક. ૬

## પ્રભાત ૪૪ મો રાગ સદર.

**મંદોદરી૦**—હાથ જોડી પ્રાણ **નાથજી**, લરી લરી લાગું હું પાય;
સ્વપ્ન સાચું મુને ભાશીયુંરે, સઘ સાંપો **સીતાય.** હાથ ૧
મન આ ભ્રમીત મુજ થાય છે, જમણું ફરકે લોચંન;
એરે શુકન સાચા પડેરે, નક્કી થાશે વીઘન. હાથ. ૨
દાશી ઉપર દયા દાખવો, મીઠી નજરે નીહાળો;
મદ કરી આ મહારાણીઓને, શીદ રંડાપો આલો. હાથ. ૩
રીશ રૂદે નવ લાવશો, [1]દારા આપની દાશી;
હેવા ઘટીત શીખ હું દઉરે, છું અર્ધાગના સાચી. હાથ. ૪
કરમે લખ્યું કઇ તે નડે, સ્વામી સાચી એ વાત;
પણ નીરખી નાગ રાફમાંરે, ઘાલે કર થાય ઘાત. હાથ. ૫
મિથ્યા કરમ ×મિષ કાંડવું, લઈ કુહાડીરે હાથ.
**પરવત** નીજ પગે મારતાંરે, બને વિપ્રીત વાત. હાથ. ૬

## પ્રભાત ૪૫ મો રાગ સદર.

**રાવણ૦**—બોલતી બંધ થા બહુ થયું, રીશ મુજને વ્યાપી;
શું તેં ગણ્યો છેક બાયલોરે, પૂરી પ્રમદા છે પાપી. બોલતી. ૧
સાચી શીખામણ તાહરી, છેક છે મતિ મંદા;
શું સમજાવે મૂજનેરે, સરવે સમજે છે બંદા. બોલતી. ૨
કામણગારી કામની, દગાખોર છે દારા;
ભોળા ભરૂંસે ચાલ્યા ગયારે, ભરી અહીંથી ઉચાળા. બોલતી. ૩
પણ છળ કપટે ન છેતર્યો, જાઉં જાણુંને નારી;

---

[1] સ્ત્રી ×બહાનું

થનાર વાત થયાં કરેરે, તો શું જાઉં હામ હારી બોલતી ૪
લુણ હરામજ માહરૂં, કરી રામનું તાણે;
મુને ઉવેખી તું ઉલટારે, [1]રીપૂ રામ વખાણે. બોલતી. ૫
નારી તું નીચમાં નીચ છે, ઇચ્છે શ્રેય ન મારૂં;
પરવત આનું કહ્યું કરેરે: તે નરને ખર ધારૂં બોલતી. ૬

## પ્રભાત ૪૬ મો રાગ સદર.

મંદોદરી૦—રીસ ભરી રામા વદે, નીચ સંભો શું નારી;
પણ હું છું શુદ્ધ પતિવ્રતારે, શીખ આપુંછું સારી. રીસ. ૧
રામ મહા [2]ઉદધિ મહીં, સેતુ બાંધીને આવ્યા;
કોપ કરી અતિ કારમોરે, શેન્ય શામળુંજ લાવ્યા. રીસ. ૨
લક્ષ્મણ મહા બળવાન છે, ધનુર્વીધામાં ધીર;
જેણે છ માસનીંદ્રા આ'ર તજ્યાંરે, એ છે અજીત બે વિર. રીસ. ૩
નાથ નજીક આવી પડયા, સુવેળુ છે વિશ્રામ;
[3]સંધિ કરો સતિ સાંપીનેરે, મૂકી મદ આ તમામ. રીસ. ૪
એથી ન રજ રામ રૂઠશે, એ છે દિલના દયાળું;
છેલ્લી શીખ છે આ માહરીરે, સમજી માનોતો સારૂ. રીસ. ૫
સીત હરી ઉરમાં અરે, સમજો માં ઠંઠોળી[4];
પરવત કુળ [5]ક્ષય પામશેરે, રે'શો લોચન ચોળી. રીસ. ૬

## પ્રભાત ૪૭ મો રાગ સદર.

રાવણ૦—વળતી વદે વિકાળ થઈ, રાવણ રોષ ધરીને;
જા જા કહું જડ બુદ્ધનીરે, સીતા દઉં શું ડરીને. વળતી. ૧
કપટી કુટીલ છે કામની, કંઈનાં સોસ્યાં [6]રૂધીર;
કો ઉંધથી ન ઉઠી શક્યારે, સેજે સુતેલ વીર. વળતી. ૨
તેમાંની તું એક છે, ધરે કેણુ ન કાને;

---

૧ દુશ્મન. *સારૂં ૨ સમુદ્ર ૩ સલાહ ૪ મશ્કરી ૫ નાશ ૬ લોહી.

શઠ હઠને પકડી રહીરે, મારૂં મન કેમ માને. વળતી. ૩
શૈન્ય શગળ શું લાવીયો, રામ કે'ની તું વારૂ;
[1]મરકટ રીંછ તે શું કરેરે, તરણાંતનું તેહ મારૂં. વળતી. ૪
ભ્રાત વિભિક્ષણ માહરો, ગયો શરણે તે રામ;
તું પણ તેની થૈ રહુંરે, બાકી મૂકું ન મામ વળતી. ૫
સેતુ બાંધ્યો તેણે શું થયું, સરસે એથી શું કામ;
પરવત એના ભારશારે, બંધા બાંધશે રામ વળતી. ૬

## પ્રભાત ૪૮ ( રાગ સદર )!

મંદોદરી૦—રીશ કરો તો ભલે પતિ, સીતા સોંપો તો સારૂ;
રીશ ન રજ રામ રાખશેરે, એ છે દિલના દયાળુ. રીશ. ૧
મે'લ ઝરૂખા ને માળીયાં, અલખત અપરંપાર;
લૂંટશે લક્ષવશા માનજોરે, કહું શું વારંવાર. રીશ. ૨
રામ અતિ બળવાન છે, જણવો જોર શું ઝાઝું;
ગર્વ તણા બોલ સાંભળીરે, નાથ દિલમાં દાઝું. રીશ. ૩
પલમાં ઉત્પતિ એ કરે, પલમાં લયતો પમાડે;
પાલણ પોષણ જગતનારે, વિઘ્નો સા [2]વણસાડે. રીશ. ૪
અખિલાધામી અવિનાશ છે, ગતિ એની છે ન્યારી;
[3]સૂર મુની પાર ન પામતારે, તો કોણ આપ લો ધારી. રીસ. ૫
ભ્રાત વિભિક્ષણ આપનો, ગયો શરણે શ્રી રામ;
પરવત રાજ આ આપશેરે, લુટી લંકાં તમામ. રીસ. ૬

### રાવણ સીતા સંવાદ

## પ્રભાત ૪૯ (રાગ કાલેરો).

(જીભલડીરે તને હરીગુણગાતાં, આવડું આળશ કયાંથીરે—એ રાગ.)
રાવણ૦—સ્વાધીન થાતું સુંદરી મુજને, દુઃખ ટાળી સુખ આપુંરે;
પ્રીતવડે મુજ સૌ રાણીમાં, પટરાણી કરી થાપુંરે. સ્વાધીન. ૧

---

૧ વાંદરૂં. ૨ નાશકરે ૩ દેવતા ( દૈવલોક )

બળશે શું વલોપાત કરેથી, એથીન કષ્ટ કપાશેરે;
ઝુરી ઝુરીને *શુવદના પ્યારી, કોમળ અંગ કરમાશેરે. સ્વાધીન. ૨
રડી રડી મૃગ [1]નયન આ તારાં, જોને વિચારી જાશેરે;
[2]વર મુને તું વા'લ ધરીને, સેજે સુખ સૌ થાશેરે. સ્વાધીન. ૩
રામને સંગ રહી શું સુખ પામી, એ ફરતો ફરે રાનેરે;
વર વિધવિધિ વૈભવ દેખાડું, જોતામાં મન માનેરે. સ્વાધીન. ૪
રામ ને રાવણ એક લે ધારી, તું રખે [3]અંતર આણેરે;
રાશી પણ જો એક વિચારી, તો સમજે નહિ સાનેરે. સ્વાધીન. ૫
આજીજી કરીને કહું તુજને, પાળું હું આજ્ઞા તારીરે;
પ્રીતથી પરવત પુંજા કરશે, પ્યારી મંદોદરી મારીરે. સ્વાધીન ૬

## પ્રભાત ૫૦ મો રાગ સદર.

સીતા૦—દુષ્ટ મતિના થા દુર અહીંથી, વાણી તું વદ વિચારીરે;
કોટી ઉપાય કરે જો કદાપિ, તો ભલે નહિં ડગનારીરે. દુષ્ટ. ૧
રામ ને રાવણ એક ગણે છે, ક્યાં હાથી ક્યાં હરણુંરે;
આટી મોતી [4]મણિધર [5]મુષક, તરૂવર ને ક્યાં તરણુંરે. દુષ્ટ. ૨
ધારજ અંતર રામ ને રાવણ, તેમ તડુકી શું બોલેરે;
રામ રૂડા રમણિક રતન છે, તું પથ્થરને તોલેરે. દુષ્ટ. ૩
આઘો રે' મુજને અડતો માં, સ્પર્શ કરીશ જો મુજનેરે;
શ્રાપ દઈ કરૂં ભષ્મ પલકમાં, સાંભળને કહું તુજનેરે. દુષ્ટ. ૪
વૈભવને તુજ આગ લગાડી, પટરાણીને મૂક પૂળોરે;
રે નીચ નફટ નામ ન દેતો, તું છે કપટી કુડોરે. દુષ્ટ. ૫
સ્વામી સેવામાં તત્પર રે'વું, દુઃખ પડે તે સે'વુંરે.
ધર્મ સતિનો પરવત એ છે, [6]કટુ વચનના કે'વુંરે. દુષ્ટ. ૬

---

*શુંદર મુખવાળી ૧ આંખ ૨ પરણ ૩ ભેદ ( તફાવત ) ૪ શેષ નાગ ૫ ઉંદર ૬ કડવું.

## સીતાની રામ પ્રત્યે સ્તુતિ.

## પ્રભાત ૫૧ મો. રાગ—સદર.

પ્રીતે કરૂં પરણામ પ્રભુજી, મુજ વિનતિ અવધારોરે;
સંકટથી આ સદ્ય મૂકાવો, છે ન ઉગરવા આરોરે. પ્રીતે. ૧
દૈત્યો દુષ્ટ ભયંકર દિશે, આવી અતિ સંતાપેરે;
વેણુ અઘટતાં વદન વદે છે, કાળજ મારૂં કાંપેરે. પ્રીતે. ૨
શીળવંતીનું સાચવજ્જે શીળ, આપછો અંતર જામીરે;
દિન અબળાની વાર કરોને, ફાવે ન દુષ્ટ હરામીરે. પ્રતે. ૩
શું અપરાધ કર્યા મેં અતિષે, સ્વામી વિયોગને પામીરે;
કષ્ટ કૃપાનિધ પરવત કાપો, વિનવું *વિધિ શીર નામીરે પ્રીતે. ૪

---

## પતિવ્રતા.

## પ્રભાત પર મો. રાગ—સદર.

પતિવ્રતા પૂરી તે જાણો, પતિ ગણે પરમેશરે;
જીવના જીવનહાર ગણીને, જપતી જાપ હમેશરે. પતિવ્રતા. ૧
સદાય સેવે નીજ સ્વામીને, દુભવતી નવ લેશરે;
વરના વિચારને રે' મળતી, કરતી કદિ ન કલેશરે. પતિવ્રતા. ૨
ધરતી મન નિતિપર નિત્યે, ઉચ્ચરતી ન અસત્યરે.
ડરતી રે' દિલ રાઘવરથી, કરતી નવ કુકૃત્યરે. પતિવ્રતા. ૩
મળતી રે' સત સંગત માંહે, ભરતી ગુણ ભંડારરે;
વરતી રે' વશ થૈ [૧]વરજીને, [૨]પળતી નવ [૩]પરદ્વારરે. પતિવ્રતા. ૪
વર જમી ઉઠયા પૂંઠળ પોતે, જમતી જે નિરધારરે;
રજની પણ વર પોઢયા [૪]પાખે, સૂતિ નવ નિરધારરે. પતિવ્રતા. ૫

---

*બ્રહ્મા ૧ પતિને ૨ જતી ૩ પારકે ઘેર ૪ વિના.

પર નરને પથ્થર સમ લેખે, નીજ વર હૈયા હારરે;
પરનું સુખ દેખી નવ પીડે, નીજ વરને નિરધારરે. પતિવ્રતા. ૬
વરની [1]આવકને નીરખીને, [2]જાવક જે કરનારરે;
ચલવે ઘર રૂપ રાજ સુરિતે, કર કશારે નિરધારરે પતિવ્રતા. ૭
સ્વામીના સુખે સુખીયારી, વર દુઃખે દુઃખીયારરે;
જો રતિએ પામે દુઃખ ×વરજી, સાલે અપરંપારરે. પતિવ્રતા. ૮
સુખ આવે નવ જે છલકાતી, દુઃખથી નવ ડરનારરે;
સંકટમાં પણ ધારી ધીર, સંતોષ સદા ધરનારરે. પતિવ્રતા ૯
ઉચરતી મૂખ વેણુ મધુરાં, વરથી વારંવારરે;
ઘરની ગુહ્યજ વાત કદાપી, પરને નવ કે'નારરે; પતિવ્રતા. ૧૦
અધરામૃત રશ પાન કરાવી, પીયુ મન કરે પ્રસંનરે;
પ્રમદા એવી મળી જે નરને, તે નરને છે ધન્યરે. પતિવ્રતા. ૧૧
પરવત પરભવ પુણ્ય કર્યાથી, આ ભવ એવી નારરે;
ઈંદ્ર ભૂવનમાં એથી અદકું, પેખું નવ સુખ સારરે. પતિવ્રતા. ૧૨

---

## હનુમાન સિતા સંવાદ.

## પ્રભાત ૫૩ મો. રાગ-રામગ્રી.

**( કોણુએ સમાના કામની, દત્તફળીએલ રામા, એ રાગ ).**

**સીતા૦**—વિસ્મય થઈ સિતા વદે, વનચર પ્રત્યે વાણી;
તર્ક વિતર્કજ થાયછે રે, [3]અલ્પ ધીર ના ધરાણી. વિસ્મય. ૧
વનચર વિશ વધામણિ, કેને કયાં થકી લાવ્યો;
સાચું કહે સમ રામનારે, કેને કયાં થઈ આવ્યો. વિસ૦
વાડી અશોક અશુરની, ચોકી મૂકી ચોપાશે;
તેમ છતાં તું અહીં આવીયોરે, મુને ભયવત ભાશે. વિસ્મય. ૩

---

૧ ઉપજ. ૨ ખરચ. ×ધણી ( સ્વામી. ) ૩ જરા.

આરે [૪]મૂદ્રિકા મારા નાથની, કોઇને જોવા ન જડતી;
તે [૫]કર તારે આવી ચડીરે, મૂને કળ નથી પડતી. વિસ્મય. ૪
રામ વિયોગે માહરી,[†] કાષ્ટવત્ થઈ કાયા;
શો અપરાધ એવો પડયોરે, કે શ્રીરંગ રીસાયા. વિસ્મય. ૫
વિર બંને આરોગ્ય છે, સમાચાર છે સારા;
સત્ય કહેને શાતા વળેરે, વહે [૧]ચક્ષુ ચોધારા. વિસ્મય. ૬
નાથ નમેરા શું થયા, દાશી દુઃખમાં ધારી;
કે સાધુ થઈ સ્વામીએરે, છેક મુજને વિસારી. વિસ્મય. ૭
રાત દિવસ રૂદીયામહીં, જપું જીવણ જાપ;
થાય ન અળગા એક ઘડીરે, બહુ વિધ કરતી વિલાપ. વિસ્મય. ૮
કોપ ન જોશો દાશીના; રોષ રૂદાયેથી ટાળી;
અબળા ઉગારો આવીનેરે, પીડે અસુર અપારી. વિસ્મય. ૯
હું હિણભાગી કર્મની, [×]અણું અંત ન આવ્યો;
કેંજે પરવતના પ્રીયનેરે, સતિએ સંદેશો કા'વ્યો. વિસ્મય. ૧૦

## પ્રભાત ૫૪ મો. રાગ—સદર.

હનુમાન૦—હશીને બોલ્યા હનુંમાનજી, સતિ સિતા સંગાથે;
શુદ્ધ લેવા મુને મોકલ્યોરે, દયાળુ દિનાનાથે. હશીને. ૧
આવે [૨]પતીજ ન આપને, આણું અંતર મારી;
આપી મૂદ્રિકા એધાણુમાંરે, રૂડા રામે વિચારી. હશીને. ૨
કિંચીત કલ્પાંત ના કરો, આશી આંસુની ધારા;
વિર બંને આરોગ્ય છે રે, સમાચાર છે સારા. હશીને. ૩
સાધુ થયા નથી સાધવી, નથી મૂકયાં વિસારી;
આપ વિયોગે ઝુરી મરેરે, અવિનાશ અપારી. હશીને. ૪

---

૪ વિંટી. ૫ હાથ. † લાકડા જેવી ( સુકાઈ ગયેલી. ) ૧ આંખ
ઝરા. ૨ ભરૂસો.

સંકટ કાળે સાધવી, ૩ધીંગી ધિરજ ધારો;
શું ડરી મારી માવડીરે, હૈયે હિંમત હારો. હશીને. ૫
હું ડરતો નથી દૈત્યથી, જો હોય આજ્ઞા તમારી;
તો હું રાવણ કેરા કુળનેરે, પળમાં નાખું સંહારી. હશીને. ૬
કો'તો પલકમાં લંકને, માજી મૂકું પ્રજાળી;
કો'તો *અરણુવમાં અશુર એરે, નાંખું ૧સ્કંધે બેસારી. હશીને. ૭
જેને શીરે નાથ હાથ છે, વાંકો વાળ ન થાયે;
કાળ સરીખા રે' કાંપતારે, વેરી વશ થઈ જાયે. હશીને. ૮
આજે કહી ૨કથની તમે, માતાજી ૩અથ ઇતિ;
જૈને કહીશ મારા નાથનેરે, ધરશોમાં ઉર બીતી. હશીને. ૯
સંકટ ૪મોચન શ્રી હરી, વલોપાતે ન વળશે;
પરવતના પ્રીય આવશેરે, માજી દુઃખ સહુ ૫દળશે હશીને. ૧૦

---

## નરસિંહ મહેતાની હુંડી.

## પ્રભાત ૫૫ મો. રાગ–ઝુલણા.

(જાગનેજાદવા કૃષ્ણગાવાળીઆ,તુજવિના ધેનમાં કોણજાશે. એરાગ.)

નગર જુનાગઢે એક ૬કાળે કહું, ચાર આવી ચઢ્યા તિર્થવાશી;
પૂછવા લાગીયા પ્રેમથી હુંડી કરી, આપશે કોઈ કહો પૂરનિવાશી. નગર. ૧
હા કરી આપશે જ્યાંની લેવી હશે, હુંડી લાખોની નરસિંહ મે'તો;
એમ કરી ૭હાંશી તે વાત માની ખરી, પરવર્યા પૂછી તે ઘેર તે તો. ન. ૨
નમન મે'તે કરી ભાવ ઉરમાં ધરી, માન દઈ યોગ્ય આશંન આપ્યું;
ઉચર્યા એમ આવ્યા ભલેઆપ આ, ૮ચર્ણરજ દાશનું દુઃખ કાપ્યું. નગર. ૩
તિર્થવાશી કહે ૯પુરવિષે પૂછતાં, આપ હુંડી કરો છો પ્રમાણી;

---

૩ મજબૂત; *સમુદ્ર ૧ ખાંધે (ખભે) ૨ વાત ૩ પહેલેથી છેવટ સુધી ૪ નાશ કરનાર ૫ નાશ કરશે ૬ વખતે ૭ મશ્કરી ૮ પગ ૯ શહેરમાં

આવીયા આપને દ્વાર આ દાસ, ઉરમાં ધરી આશ લો ખાસ જાણી. નગર. ૪
**કાશી** **કેદાર** **હરદ્વાર** કરી તિર્થ સૌ, આવીયા **દ્વારકાં** જાવું ચારે;
ત્યાંની કરી આપશો હુંડી નહિં યોગ્ય આ, રાખવું સંગ જોખમ ભારે. નગર. ૪
જાણ્યું મેં'તે કરી મસ્કરી માહરી, [10]નાતના એ નકી શુંય કરવું;
લાજ ત્રિલોકના નાથને હાથ છે, રાખવી માહરી શાથી ડરવું. નગર. ૬
**હરજીવન** દાશપર હુંડી મે'તે લખી, આપી હૈયે ધરી હેત પોતે;
હેતથી હુંડી મે'તાની લઈ આવીયા, **દ્વાકરાં** **તિર્થવાશી** જનો તે. નગર. ૭
**દ્વારકાં** આવીને પૂછવા લાગીયા, પ્રેમથી જે મળે વાટ માંહીં;
**દ્વારકાં** શે'રમાં મે'ર કરીને કહો, **હરજીવન** દાશની **પેઢી** ક્યાંહી. નગર. ૮
તો કહે જાવ [1]આગે જઈ પૂછજો, ઉચરે એમ વાટે જનારા;
પૂછના ચાલી આગળ જરા, **હરજીવન** દાશની **પેઢી** કઈ શેઠમારા. નગર. ૯
એટલે **પેઢી** નજરે પડી એક ત્યાં, પૂછવા લાગીયા પ્રેમ ધારી;
**હરજીવન** દાશની **પેઢી** ક્યાંછે કહો, એટલી વિનતિ છે અમારી. નગર. ૧૦
શેઠ શુણીને કહે શું કહો કામછે, **હરજીવન** દાશજીનું તમારે;
**તિર્થવાશી** કહેછે વટાવાની, **નરસિંહ**ની શેઠ હુંડી અમારે, નગર. ૧૧
શેઠ વળતાવદે **હરજીવનદાસ**ની, છે નહિ **પેઢી** આ **દ્વારકામાં**
જુઠી હુંડી કરી આપીને છેતર્યા, કોઈએ ના ફરો ને નકામા. નગર. ૧૨
શેઠજીનાં શુણી વેણુ નિરાશથૈ, [2]વિચર્યા ત્યાંથકી **તિર્થવાશી**;
**દ્વારકાં** શે'ર સોધી વળ્યા ના વળ્યું, કાંઈ ત્યારે થયા તે ઉદાશી. નગર. ૧૩
શ્રીકર થઈ **લક્ષ્મીપતિ**ને જશે લાજ, મુજ **ભક્ત**ની એમ ઉરમાં વિચારી;
[3]કારમાં હાટ કરી **તિર્થવાશી** જનોની, લઈ હુંડી હેતે શિકારી. નગર. ૧૪
એમ નીજ દાશથી વર્તી વશ ભકતનાં, કાર્ય જગમાં કર્યાં કોટી વા'લે;
સંભાર **પરવત્ત** કહુ નાથત્રિલોકધરીહાથ શીર **તાપત્રિવિધ**ટાળે નગર. ૧૫

---

૧૦ ન્યાતીભાઈ. ૧ આગળ ૨ ચાલ્યા ૩ અલોકીક.

## રાધા લલિત સંવાદ.

## પ્રભાત ૫૬ મો ( રાગ કાલેરો )

**(જીભલડીરે તને હરી ગુણગાતાં, આવડું આળસ ક્યાંથીરે-એરાગ).**

**રાધા૦**—પ્યારી સખી કરવું શું હવેઆ, ચિત્ત ચોરાયછે ચરરરરરર;
પ્રિત કરી **પાતળીઆ** સંગે, મરૂં મુઝાઈ હું અરરરરરર. પ્યારી. ૧
**અઘોર** વનમાં એ ગયો મૂકી, કાયા ધરૂજે મારી થરરરરરર;
ભયભાગે [4]કંટક પગ છૂટે, [5]શ્રોણીત ધારા છરરરરરર. પ્યારી ૨
**મન મોહનનાં** મીઠાં વચનો, કાળજ કાપે કરરરરરર;
**પરવતના** પ્રિતમ વિણુ મારો, આંસુ વહે [6]દ્રગ ખરરરરરર. પ્યારી. ૩

## પ્રભાત ૫૭ મો (રાગ સદર)

**લલિતા૦**—પ્યારી **રાધા** રડતી આ રહેતું, નીરનયન અરે ભરભરના. ટેક.
પ્રિત કરીના પ્રથમથી વિચારી, શોક હવે સખી કરકરના;
હુંસંગે તારે મારી આલી, લેશ હવે દિલ ડરડરના. પ્યારી. ૧
તુજ મન પ્રિતિ નહિ એને ઉર, ઘેલી થઇ વન ફર ફરના;
**પરવતના** પ્રિતમને દેખાડું, ચાલતું **કલ્પાંત** કરકરતાં. પ્યારી. ૨

---

## રાધાજીની શ્રી કૃષ્ણ પ્રત્યે વિનંતિ.

## પ્રભાત ૫૮ મો (રાગ ઝુલણા)

**(જાગ્યને જાદવા કૃષ્ણગોવાળીઆ, તુજવિના ધેનમાં કોણજાશે એરાગ).**

સીદ રોકો મને વાટમાં **શામળા**, હો જવા મહી મને વેચવારે;
વખત વિતે મહી મારૂં ખપશે નહિ, પાછી ઘર જાઉંતો કંથ મારે. શીદ૧
મેંલ ચીર માથવા ફાટશે માહરૂં, **સાસુ** પૂછે તેને શુંરે કેંવું;
વાટને ઘાટમાં રોકી **રામા** રહો, ના ઘટે આમ અબળાશું એવું. શીદ.૨

---

૪ કાંટા ૫ લોહી ૬ આંખ.

લાજમરજાદશું છેક છોડી તમે, આજ મંદિર મમ શ્યામ આવો;
રંક પરવત્તના સ્વામી સોહામણા, લીજીએ આપણે ખુબ લ્હાવો. શીદ. ૪

## પ્રભાત ૫૯ મો (રાગ સદર)

નીત્ય આ વાટમાં ધેન આ ચારતા, હાથ ગેડી પગે પાવડીરે;
ગોપીકા રોકીને શુંય ઉભા રહો, વાટ જુવે ઘરે માવડીરે. નિત્ય. ૧
ભેદ સૌ મનતણા હુંય સમજી ગઈ, કસ્તુરી વાટ સોધી શું મળશે;
પ્રિત કરવીજ તે રીત છે દોહલી, આખરૂ આપ એથીજ ટળશે. નિત્ય. ૨
હાથ છોડો હરી શુંય રોકી રહ્યા, મોહપામી કહ્યું શીરનામી;
દાસ પરવત્તના નાથને નીરખતાં, વૃહે તણી વેદના સર્વ વામી. નિત્ય ૩

---

## શ્રીકૃષ્ણ બાળલીલા.

(જાચ્યનેજાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજવિના ધેનમાં કોણજાશે–એરાગ)

ગોપી ગોકુળની સૌમળીને, જશોદાકને આવી કહે કા'ન વારો;
લાલને લાડ ઝાઝાં લડાવોરૂશું, છેક વંઠી ગયો છે વિચારો, ગોપી. ૧
પેશી ઘરમાં અરે [1]જાન ઝાઝું કરે, દૂધ દહીં ખોળીને ખુબ ખાયે.
સૌ [2]સખાને વળી સાથમાં લૈકરી, તેમને પણ સહુ દુધ પાયે. ગોપી.૨
જો કદી મેલીએ ઉંચ ઠામે, મટુકી અમે તોયતે ગેડી મારી;
કાણી કરીને શહી તે તળે જઇ રહી, [3]પય પીયે ધાર મૂખમાંય બારી ગોપી.૩
એટલેથી પતાવીન પાછો વળે, મહી તણાં માટ કંઇ ફોડી ઢોળે;
જો કહું ઝાલવા તો તડે મારવા; દાંતીયાં તો કરી પૂઠ દોડે. ગોપી. ૪
જો અમે બારણે તાળું વાસ્યા છતાં, આવી ઉઘેડતાં માંય [4]ભાસે;
મુઠમાં રાખ ધરી બાળ ચેષ્ટા કરી, આંખમાં નાખી તે ઝટ નાસે. ગોપી.૫
બાળ બીજાં બહુ ગામ ગોકુળમાં, આથી અવધી તમોને શું કહીયે;

---

૧ નુકશાન ૨ ભાયબંધ ૩ દૂધ ૪ જણાય.

લાડવાયો બહુ દુઃખ તમને દીયે, પણ અમે શાથકી કષ્ટ શહીયે. ગોપી. ૬
વારજો આજથી બાળને [5]આળ કરતાં, અમે કેટલું સાંખી રહીયે;
જો કદી આળ કરશે ફરી આવી, પરવત્ત કે' મારશું સત્ય કહીયે. ગોપી. ૭

## પ્રભાત ૬૧ મો ( રાગ કાલેરા. )

**(જીભલડીરે તને હરીગુણગાતાં, આવડું આળસ કયાંથીરે–એરાગ)**

ક્રોધ કરીને માત **જસોદા**, **બાળકને** બોલાવેરે;
**ગોકુળની** ગોપીના ઠપકા, નિત ઉઠી તું લાવેરે. ક્રોધ. ૧
ઓરો આવતું મારી પાસે, છેક ગયોછે છાકીરે;
**ગોકુળમાં** ઠપકા વિણુ મેલ્યું, ઘર એકે નવ બાકીરે. ક્રોધ. ૨
બીક બતાવી નામેં [6]ઘરથી, તેથી થયો તોફાનીરે;
આજ નહિ માર્યા વિણુ મૂકું, હે ઝટ સાચું માનીરે. ક્રોધ. ૩
ગોપીના ઘરમાં પેશી તેં, શી શી ચોરી કીધીરે.
બોલ **કાનુડા** એમ કહીને, **સોટી** કરમાં લીધીરે. ક્રોધ. ૪
તેં [1]**નવનિત દહીંદુધ** ખાધું, કહે કેટલું જઇનેરે;
શેં કામે મોકલીએ તેમાં, આવે ઠપકા લઇનેરે. ક્રોધ ૫
રોજ શીખામણ આપું તુજને, ધરે ન તે કંઇ કાનેરે;
આશી ઉદ્ધત કરવા શીખ્યો, માર્યા વિણુ નહિ માનેરે. ક્રોધ. ૬
તું તારે મન એવું સમજે, છોની એ બડબડતીરે;
ઘડી રહીએ રીસ ઉતરે, રે'શે કીટ[2]કીટ કરતીરે. ક્રોધ. ૭
પણ આજે નવ છોડું તુજને, આજ દયા નહિ આવેરે;
ખરી ખોડ ભૂલાવું તારી, ફરી ન ઠપકા લાવેરે. ક્રોધ. ૮
એથી તો **ગોકુળમાં** કોઇ, પીટયા નહિ પરણુશેરે;
કલંક લાગે કુળમાં કૂડું, [3]**વાંઢો** થૈ રડવડશેરે. ક્રોધ. ૯

---

૫ અડપલાં ૬ પહેલેથી. ૧ માખણ ૨ લવારો (ક્ચ) ૩ પરણ્યાવગરનો.

હળવી છેકજ મુજને કીધી, આખા ગોકુળ ગામેરે;
એમ કહી ⁴શિક્ષા કરવાને, સોટી તો ઉગામેરે. ક્રોધ. ૧૦
કે' સાચું મુખથી ઉચ્ચારી, હવે ફરીથી પીશેરે;
ગવરતના પ્રીતમને પૂછે, માત જશોદા રોશેરે. ક્રોધ. ૧૧

## પ્રભાત ૧૨ મો ( રાગ સદર. )

કા'નકુંવર પાસે આવીને, કે'છે નીજ માતાનેરે;
ગોકુળની ગોપો સૌ જુઠી, મૂજને મારો શાનેરે. કાન. ૧
હું કાલાવાલા કરી કહું તે, ઉર વિષે ઉતારોરે;
તોલ કરી તેનો માતાજી, વળતી મૂજને મારોરે. કાન. ૨
હું ગાયો ચરવા લઈ જાઉં, નિત ઉઠી પરભાતેરે;
સૌ ગોપી કહે ગાય અમારી, પણ લૈ જાતું સાથેરે. કાન. ૩
ઉત્તર મેં આપ્યો માતાજી, સૌ ગોપીને સારોરે;
તારા બાપનો શું બાંધેલો, કે છું ચાકર તારોરે. કાન. ૪
તે દીનથી માજી મુજ ઉપર, ગોકુળની સૌ ગોપીરે;
ગાયો નવ લૈ ગયો ચરાવા, તેથી રહીછે કોપીરે. કાન. ૫
જો હું મળતો વાટે ઘાટે, માજી ક્રોધ કરીનેરે;
કે'છે તુજને માર ખવાડું, પીટયા પેટ ભરીનેરે. કાન. ૬
વ્રીજની નારી બડી ઠગારી, મળેન કાંઈ કાચીરે;
માજી દુધ દહીં નથી દીઠું, વાત કહુંછું સાચીરે. કાન. ૭
એ વાતગરી વાતો કરવા, પરઘર ટોળે થાયેરે;
માંકલડાં વંદ્રાવન કેરાં, ઘરમાં પેશી જાયેરે. કાન. ૮
ઘરમાં પેશી દુધ દહીં સૌ, નવનિત ખોળી ખાયેરે;
આખર એની જાત અડપલી, ઢોળી ફોડી જાયેરે. કાન. ૯

---

૪ સજા;

એમાં શોછે વાંકજ મારો, માજી કાં' વિચારીરે;
નીત ઉઠી આવી તમને તો, દેશે ઠપકા નારીરે. કાન. ૧૦
તેના આગળ કંઈ નવ ચાલે, અગાઉની રીશ લાવેરે;
માજી મા'રે માથે નારી, જૂઠાં [1]આળ ચડાવેરે. કાન. ૧૧
વળી વિચારો હું બાળકએ, અબળા ઝાઝી આગેરે;
બળ મારૂં ચાલેશું માજી, મારી ઠમણું ભાગેરે. કાન. ૧૨
માતાજી હું સાચું બોલું, એછે જૂઠા બોલીરે;
ખાધું પીધું નથી જરા મેં, હું નથી આવ્યો ઢોળીરે. કાન. ૧૩
શું રસ્તામાં મૂકે નારી, કે માજી પી જાઉંરે;
સાચું નવ મારૂં માનોતો, કપરા સોગન ખાઉંરે. કાન. ૧૪
એ વ્રજનારી બડી ઠગારી, પાખંડી પરમાણોરે;
જૂઠું ખાયે જૂઠું ગાયે, તેનું સાચું માનોરે. કાન. ૧૫
નવલખ ગાયો ઘરમાં દુઝે, નવનિતની શી નવાઈરે;
ખાતાં કોણુ મને ખાળેછે, કે આવું હું ખાઈરે. કાન. ૧૬
પણ આગળની રીશે માજી, મા'રે માથે પાડેરે;
સાચું જુઠું કહી તમોને, મુજને માર ખવાડેરે. કાન. ૧૭
જીવગયે જુઠું નવ બોલું, માજી મન વિચારોરે;
તેનો તોલ કરીને વળતી, માતા મુજને મારોરે. કાન. ૧૮
શુણી જશોદાએ કરમાંથી, સોટી ફેંકી દીધીરે;
કા'ન કુંવરને છાતી [1]સરસો, +ચાંપી [2]બોકી લીધીરે. કાન. ૧૯
કળા જૂઓ કેશવની કેવી, કેવું કહી સમજાવ્યાંરે;
પરવતના પ્રિતમનાં વચનો, માતાને મન ભાવ્યાંરે. કાન. ૨૦

## પ્રભાત ૬૩ મો—રાગ ઝુલણા.

(જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીઆ, તુજ વિના ધેનમાં કોણ )
જાશે એ રાગ.)

બાળનાં વેણુ શુણીને જશોદા વદે, ગોપીગોકુળની જૂઠી જાવો;

---

૧ તહોમત. ૧ સાથે +દાબી ૨ બચ્ચી

સંપ કરીને સહું [૩]રાવ લઈ આવીયો, બાળને આળ જુઠું ચડાવો. બાળ. ૧
ગાય નવ ચારવા લઈ ગયો કા'ન, તેથી સહુ કામની રીસ લાવી;
માહરા બાળને માર ખવરાવવા, તુત કરી આવું લડવાજ આવી. બાળ. ૨
આવીને ઉચરો દુધ દહીં ખાયછે, પેશી ઘરમાં કરે ધ્યાન ઝુઝુ;
બાળ નાનો કરે આળશું માહરો, કેમ માનું શુણી દિલ દાઝું બાળ. ૩
ગેડી મારી કરે કાણુી મટુકી કહો, એવડી બાળમાં બુદ્ધ શાની;
તાણુ વાસ્યાછતાં [૪]ભુવનમાં ભાસનો, વાત એ કેમ કો' જાયમાની. બાળ.૪
વાત આવી જઈ જે કરો અવરને, તો કરી તોલ તે કેવું ભણુશે;
બાળથી [૫]વાહ્ય એવી ખરી કામની, ગામ ગોકુળમાં ગાંડી ગણુશે. બાળ.૫
સૌ પરાક્રમ તમારાં હવે જાણીયાં, આજ સુધી હતી હું અજાણી;
બાળને મારવા મેં કર્યું જ્યાહરે, સૌ ડમાઈ તમારી જણાણી. બાળ. ૬
જાવ પરઘેર [૬]વાતુડી વાતોજ કરવા, તમે માંકડાં માંય પેશે;
ખાય દહીં દુધ નવનિત નિરાંતથી, માટ સૌ ફોડી ઢોળીજ દે છે. બાળ. ૭
તેશું ટકું ન ચાલ્યો કંઈ કામની, જાવ જાહેર કરશો લવારો;
રોજ પેશી જઈ જાન કરશે ઘણું, શું કરે તેહમાં કા'ન મારો. બાળ. ૮
માહરે ઘેર નવલાખ ગાયો પળે, દુધ નવનિતની શું નવાઈ;
માગ ગળતો નથી મૂકવા' ગેહમાં, તો પછી કા'ન શુ ત્નયખાઈ. બાળ. ૯
બાળ મારો કહી આળ આવી કરે, તો કહું મારજો માર ઝાલી;
સાંભળી એવું પરબ્રત્ત સૌ ઠીક, વારૂ કહી ગોપીનીજ ગેહ ચાલી. બાળ.૧૦

## પ્રભાત ૬૪ મો ( રાગ સદર )

ઘેર જઈ ગોપી નીજ બારણું ખોલતાં, નંદનો તંન ઘરમાંય ફરતો;
દુધ દહીં ખાય કંઈ માટ ઢોળાયછે, એમ જોયોજ [૧]રમખાણ કરતો;
તેવી પાછી ફરીને સખી ઘેર જે, ને કહેછે સખી શું વિચારો;
કા'ન રમખાણુ ઘરમાં કરે માહરા, ઝાલવાનો મળ્યો લાગ સારો.

---

૩ ફરીયાદ ૪ ઘર ૫ છેતરાય ૬ વાતગરી ૭ ઘર. ૧ તોફાન.

ભૂલ કરી તેં સખી તેહ છટકી જશે, તેડવા તું મને આંહી આવી;
બેન ભૂલી નથી કામ ચોકસ કર્યું, હું અહીં આવી સાંકળ ચડાવી;
શુણી સૌ ગોપી ટોળે મળી આવી, ઉતાવળી વારના લાગી જરીએ;
બારણું ખોલતાં **કા'ન** શીકા તળે, મુખ ધરી **દુધ** સુખથીજ પીયે;
ગોપી કુંડે પડી **કા'નને ઘેરીને**, ઝાલવાનું કરે જેવી નારી;
**લાલ ગોપાળ** તેવે ભરી મારતા, મુખમાં **દુધની** પીચકારી;
મુઠમાં રાખ ભરી નાખતા આંખમાં; દોટ દઈ દોડતાં માટ ફોડે;
**ચોળતી** આંખ સૌ **લાલને** ઝાલવા, ઝાઝી મન રીસ લાવીજ દોડે;
દોડતાં **કા'ન** ગોપી તણે કર ચઢ્યા, સૌ કહે વૈરા હાવે નફાવ્યો;
ખુબ **નવનિત** ખાધું ઘણા દિન, મુશ્કેલથી આજ તું હાથ આવ્યો;
છોડશું ના હવે ઠેક પોં'ચાડશું, ચાલતું તાહરી માત પાસે;
સૌ અમે જૂઠી સાચીજ માતાહરી, આજ પતરાજ સૌ તે જણાશે;
**માંકડાં** પેશી ઘરમાં **દહીં દુધ** સૌ, ખાઈ ઢોળે છ તે પણ જણાશે;
બોલતી જૂઠડા પણ હવે આજતું, શું કહી છૂટશે માત પાસે;
એમ કહી **કા'નને** કેડમાં ઘાલી, આનંદ [2]તુરંગમાં લાગી તરવા;
ચાલી **પરવત્ત** સૌ ગોપી ટોળે મળી, **લાલની** માત સંઘાત લડવા.

## પ્રભાત ૬૫મો ( રાગ સદર )

**ગોપી** સૌ ઉચરે રીસ લાવી, **જશોદા** શુણો વાત આ સત્ય કહીયે;
આ **લલિતા**તણાઘરવિષે **કા'ન**,નીરખ્યોવળી ઢોળતાં**દુધ દહીંએ** ગો.૧
ફોડી સૌ માટને **દુધ દહીં** ઢોળી, રમખાણુ કેવું કર્યું તે તપાસો;
ખાતરી તો **જશોદાજ**તમને થશે, બાળ નાનો છ તે સૌ જણાશે. ગોપી ૨
ટેવ એને પડી ચોરી કરવા તણી, એક ઘડી જંપવા દેન જાણો;
આવી કે'તાં કંઈનું કંઈ એડવે, તે તમે સર્વ સાચુંજ માનો. ગોપી. ૩
તેડવા આવીએ **કા'ન** દેખાડવાં, જોયું જૈને અમે ત્યાં ખચીતે;

---

૨ વિચારમાં.

તો અમે કા'ન શીકા તમે મૂખધરી, સુખથી દુધ દીઠોજ પીતે ગો. ૪
એટલે સૌ અમે ઝાલવાને ધશી, તોભરી દુધની પીચકારી;
મારી' વળી મુઠમાં રાખ ભરીઆંખમાં, નાખી નાઠોજ દૈદોટ ભારી. ગો. ૫
દોડતાં દોડતાં દાંતીયાં તોકરે, એ વિના બાળ ચેષ્ટા વધારે;
આંખચોળંતી દૈ દોટ દોડીઅમે, તોયના હાથ આવ્યો અમારે.ગોપી ૬
તોહ આવ્યો હશે ઘેર પૂછો તજી, લાડ બહુ બાળને બીક આપી;
માનશે તો સહુ [1]દંડ દેનાં કરી, આજ એવું ન કરશે કદાપી. ગોપી. ૭
[2]પાગી સોનાની પરવત્ત શું પેટમાં, મારવાની કહો મન વિચારી;
મારોયે શું અમે બાળ ચારિત્રથી, હદ આવી અમે સૌજ હારી. ગોપી. ૮

## પ્રભાત ૬૬મો ( રાગ સદર )

જાવ જાવો સહુ ગોપી ગોકુળની, એજછે કામ ધંધો તમારે;
એક ઘડી ઉપરે આંહી આવી હતી, શું વળી લાવી ફરીયાદ ભારે. જાવ. ૧
જૂઠી જૂઠી સહુ કા'ન મારો કહું, હાલગો[3] લૈ ગયો ચારવારે;
તો શી રીતે કહો એટલીવારમાં, આવીને કીધ રમખાણ ભારે. જાવ. ૨
વારી વિશેષ જ્યાં હોય તેમાં પડી, શું કરે એક બહુ લાલ [4]લારો;
તેમ ગોપી તમે પાંચ પચ્ચીશથી, શુંકરે એકલો બાળ મારો. જાવ. ૩
શું ગજુ એહનું દોટ દઈ દોડતાં, હાથ નાવ્યો કહીને મનાવો;
એ ભરે એક તેવે ભરો ત્રણ, ડગલાં તમે બોલતાં લાજ લાવો. જાવ. ૪
સૌ તમે કામનીનાજ ચારિત્રથી, શું કરે બાળ ચારિત્ર વૃડી;
કેટલું આંહી આવી અડાવો તમે, છેક શું જીભની થાવ જૂઠી. જાવ. ૫
આવશો ના ફરી તૂત આવું કરી, ને વૃથા લાજ શાને ગુમાવો;
સાફ તમને કહું મારજો માર, યાનો પછી બાળને બાંધી લાવો. જાવ. ૬
બાળ મારો ન એવું કદી આદરે, બાળ એ સંચરે પંથ સીધે;
તોપછી રોજ લૈ આવશો તૂત, પરવત્ત કયમ પાલવે દંડ દીધે. જાવ.૭

---

૧ શિક્ષા (સજા) ૨ છરી ૩ ગાય ૪ દેવતાનો ખોઠારો

## પ્રભાત ૬૭ મો ( રાગ સહર )

હા **જશોદા** અમે સર્વ જૂઠી, તમે એકલાં સત્ય **ગોકુળ** ગામે;
બા'ર આતે કરો કેટલી બાગની, ગાંડશો મોટપણમાં નનામે હા. ૧
**વૃક્ષ** [1]લઘુ હોય ત્યાં સુધી વાળ્યું વળે, વાળતા જેમ ફરમાંય ધારો;
તેમ **છોટાપણે** ટેવ જો નાટળી, **મોટપણમાં** હું ટળશે વિચારો. હા. ૨
**બાળપણમાં** ગનાવી નહિ બીકને, **મોટપણમાં** કરે વારવારે;
**મૂર્ખ માબાપનું** એજ લક્ષણ કહ્યું, લાકડી લૈ તદ્ મારનારે હા. ૩
લાડ **છોટાપણે** જે લડાવો તમે, **મોટપણમાં** થશે દુઃખકારી;
તેથકી લાડ ઝાઝુ જવાદો તમારૂ, અમે સત્ય કહીયે વિચારી. હા. ૪
**એની અદ્ભુત કળા** છે કળી જાયના, દુઃખ દે આવી અનેકજ ઝાઝુ
આવા તનને કહેતાં તમે ઉલટાં, રીસ લાવોજ માનો નલાજુ હા. ૫
તો હવે ફીટછે બાંધીને લાવશું, તો શુ મોઢું રહેશે તમારૂં;
વેણ **પરવત્ત** સુણીને **જશોદા**, વદેછે જરા બોલ વિચારી સારૂ. હા. ૬

## પ્રભાત ૬૮ મો ( રાગ સહર )

બોલતાં બોલતાં છેક શું જાવ, બે'કી તમે **બીજની બ્રિજનારી;**
હું નથી બોલતી તેમ વાધે તમારૂં, બહુ જોર બોલો વિચારી. બોલ૰ ૧
ગામ **ગોકુળ**ની નારી સૌ છો, ઠગારીજ પ્રપંચી પાખંડી વારૂ;
**દુધ દહીં** ઢોળી જાતેજ આવી હશે, તો કહો કોણ જાણેછ વારૂ. બોલ. ૨
મૂર્ખ કોને કહોછો તમેમૂર્ખ, જાતે વૃથા રાવ લૈ રોજ આવો;
**બીજના** લોક ભેગા કરોના ડરો, લેશ લડતાં નહિ લાજ લાવો. બોલ. ૩
બાળ મારો બહુ લાડવાયો મને, દુઃખ દેશે શું તેમાં તમારે;
આવા ઠગબાજીથી હું ઠગાઉં નહિ, કે'ણુ સાચું ન માનું લગારે. બોલ. ૪
બાળ મારો બિચારો ગયો ચારવા, **ગાયનું** [2]વૃંદ લૈને કહ્યાનું;

---

1 નાહાનું 2 ટોળું

જાવ જાચી કહું કેટલું કામની, આવશો નાલઈ **તૂત** આવું. બોલ. ૫
એવડી બાળમાં શી કળા જાયના, તે કળી કોણ માનેજ વારૂ;
ઝાલી જય લાવશો તોથશે ખાતરી, માહરી શાખ માનું તમારૂં. બોલ. ૬
કેટલું જૂઠું તે +ક્રિયના હોય, *કિંચીત તમે ત્યાં જણાવોજ પાણી;
વેણુ **પરવત્ત** આવાં શુણીને વદે, [1]પાપીસંગર્વ ઉરમાંય આણી બોલ. ૭

## પ્રભાત ૬૯ મો ( રાગ સદર )

આવીને આવી કરી વાર કો' કેટલી, બાળને લાડ ઝાઝાં લડાવી;
આવી જ્યાં રોજ વારસ મગે બાળને, તોપછી શેં ન તે જાય ફાવી. આવી. ૧
લાડ લાખો લડાવોજ તેમાં અમારે, કહો શું પડી [1]પીડ આવી;
બાળને વારીયે આળ કરતાંજ, તોતો પછી કોઈ કે'શેન આવી. આવી. ૨
પૂરી પ્રપંચી પાખંડી નારી, ઠગારી કહો કે'ણ કયમ શાંખી રૈયે;
છોતમે સાચવાળાં શહુ જાણીઆં, બોલતાં બોલ વિચારી રૈયે. આવી. ૩
બાળજે નાનપણમાંથી બગડે બહુ, તેહનું એજ કારણ વિચારો;
તેછતાં બાળને લાડ ઝાઝાં લડાવો, ભલે ભાર ધરશે તમારો. આવી. ૪
ઘરવિષે એ થઈ ગરીબ ફરતો હશે, બા'ર બહાદુરીનો છેન આરો;
વડતણાં વાંદરાં એ ઉતારે સહી, તેહને [2]દામણો દિલ ધારો. આવી. ૫
છે પ્રમાણીક પણું આપમાં કેટલું, તેહ જોતાં હતાં આજ ધારો;
બાંધીને લાવજો બાળને શું કહો, આરહ્યો **કા'ન** નીરખો તમારો આવી. ૬
એમ કહીને **જશોદાજીને** સોંપતાં, તો **લલિતા** તણો બાળ ભાશે;
આવું **કૌતક** થયું જોઈવિસ્મય થઈ, **શ્રીજનીનાર** સૌ મનવિમાશે. આવી. ૭
જાવ જૂઠી **જશોદા** કહે તુત આવું, કરી પામીયાં શુંય [3]હાણી;
**કા'નવર**ની કળાતે ન કળીજાય; **પરવત્ત** સહુ નારપડી ઝંખવાણી. આ. ૮

## પ્રભાત ૭૦ મો ( રાગ સદર )

**ગોપી** સૌ ઝંખવાણી પડી ઘેર જઈ, [4]તર્ક વિતર્ક લાગીજ કરવા;

---

+ કાદવ * જરા ૧ દુઃખ ૨ ગરિબ ૩ ફાયદો ૪ વિચાર

આ શું કૌતક થયું હે **લલિતા** સખી, ક્યાં ગયાં આપણે આજલડવા. ગો. ૧
**કા'ન**ધરી રીસ[1] ઉરમાં અતિ આજથી, એક ઘડીયે નદેશેજ ઠરવા;
આજ મૂશ્કેલથી ઝાલીયોતો વળી, એથી શું અવરઉપાય કરવા. ગો. ૨
બારણાં બંધ કરી તાળું જો વાશીયે, તોયપણ પેશી ધમશાણ વાળે;
આશી લડવાતણી સુઝી મતિ સર્વને, સુખ કરતાં થયું દુઃખ ભારે. ગોપી. ૩
આવતો એકલો પણ હવે તો વળી, પાંચ પચ્ચીશ લૈ ગોપ વાંશે;
આવી પેશી જશે દુધ દહીં ઢોળશે, ફોડશે માટ એ કયમ ખમાશે. ગોપી. ૪
ભોગ પૂરા મળ્યા સુઝતું કંઈ નથી, શી રીતે કામ ધંધે જવાશે;
માર્ગમાં જો મળ્યો ભાંડશે સર્વને, ગર્વ ધરી પાંદડે પાણી પાશે. ગોપી ૫
જો કદી **કંશ** પાસે જઈ જાચીએ, દેહ પણ એહને શુંય કરશે;
**નંદના** ફંદને કોણ જાણે કહો, એ [1]હયાતી શુધી નક્કી નડશે. ગોપી. ૬
આવું જો પ્રથમથી લેશ જાણ્યું હતે, તો ન કદી જાત તકરાર લઈને;
ઉલટી આપણે ગામ[*] **ગોકુળમાં**, આ થકી તો વગોવાઈ જઈને. ગોપી. ૭
જે હતું [2]ભાવી તેતો બન્યું સર્વથા, શું [3]વિમાશણ કરે [4]તાપ શમશે;
ઉચરે છે **લલિતા** સખી એમ, **પરવત્તનોસ્યામ** શું છેક [5]દમશે. ગોપી. ૮

## પ્રભાત ૭૧ મો (રાગ કાલેરો)

**(જીભલડીરે તને હરીગુણગાતાં, આવડું આળસ ક્યાંથીરે એ રાગ.)**

**વ્રજનારી** વિમાસણ કરતી, સૌ સૌના ઘર જાયેરે;
સૌના અંતરમાં ઉંડા કંઈ, તર્ક વિતર્કજ થાયેરે;
ક્યાં આવી અવળી [6]મત સુઝી, પાણી પાંદડે પાશેરે.
તો પછી આખર આ **ગોકુળમાં**, શી રીતે રહેવાશેરે.
**વ્રજ વનીતા** વિચારે એવું, **કા'ન** વિચારે કેવુંરે;

---

૧ જીવતાસુધી ૨ બનવાકાળ ૩ પરતાવો ૪ દુઃખ ૫ દુઃખદેશે
૬ મતિ–બુદ્ધિ

લાગ મળે એ સૌ લલનાને, ખરે ખઈ દુઃખ દેવુંરે.
એમ વિચારીને વિશ્વંભર, નિત્યે લાગ તપાશેરે;
એમ કરતાં આવ્યું ઉત્તમ, પર્વ મહોદ્ય પાશેરે.
તે દિવસે વ્રુજની નારી સૌ, ગઈ જમુનાજી ના'વારે;
લાગ મળ્યા માધવને સારો, લાગ્યા મન ૭મકલાવારે.
ભલો લાગ ભાળી વનમાળી, વનીતાને દુઃખ દેવારે;
કેડ કશીને કેશવ ચાલ્યા, કરે ભવાડા કેવારે,
લીધા ગોવાળા પણ ઝાઝા, સામળીઆએ સંગેરે;
સુનાં મંદિર ઉઘાડીને પેઠા માંય ઉમગેરે.
દુધ તણી દોણી સૌ ખોળી, પાતળીયે પય પીધુંરે.
ગોરસમાંનું મહી માખણ સૌ, ફોડી ઢોળી દીધુંરે;
રેલમછેલ કરી મહી માખણ, આખા ઘરમાં રેલ્યુંરે;
કંઈ ગોવળાને પાયું કંઈ માંકલડાંને મેલ્યુંરે;
પાણીનાં બેડાં પણ પોતે, રીસે નાખ્યાં ફોડીરે.
ગાયોને ધવરાવી દીધી, વાછરડાંને છોડીરે;
વાંસેથી બે ડફણાં દઈને, ગાયો મકી નસાડીરે.
સૌ અનાજના ઢગલા કીધા, કોઠી દાટા કા'ડીરે;
દિવેલ ઘીને તેલ તણાં સૌ, વાસણ ઉધાં વાળ્યાંરે.
સુતાં બાળકને દઈ ચોટી, પોક પોક રડાવ્યાંરે;
કરી એવું તોફાન કૃષ્ણજી, ત્યાંથી ચટપટ ચાલ્યારે.
આવી બીજા મંદિર માંડે, ગોવાળા સહુ ધાલ્યારે;
ત્યાંપણ ખાધું પીધું ને કંઈ, ગોવાળાને પાઈરે.
ગોરસ કંઈ ફોડયાં ઢોળ્યાં કંઈ, હરજીએ હરખાઈરે;
ત્યાંથી ત્રીજે મંદિર પેઠા, કા'ન મગનમાં મા'લેરે.
ત્યાંપણ તેવી ધુમ મચાવી, ગોપીનું ઘર ચાલેરે;
માંકળડાંને મહીં ઘાલીને, તાળુ વાસી ચાલ્યારે.
ચોથે મંદીર આવી ઉભા, ગરબડ, ગોટા વાળ્યારે;
[1]મણાન રાખી કાંઈ માધવે, શું કહું મુખથી માંડીરે;
વારા ફરતી વારો આણી સઘળે માંકણુ માંડીરે.
ત્યાંથી પાછા વળીયા વિઠલ, ભોવન આપ પધાર્યારે;

---

૭ ખુશી થવા.     ૧ બાકી-કચાસ

એની કળાને કોઈ નવ પોંચે, ગોપીનાં ઘર ઘાલ્યાંરે.
ભાલે [2]ચન્દન લેપ કરીને, સુતા સોડજ તાણીરે;
એટલે આવ્યાં જમુનાજીથી, **નંદરાયનાં** રાણીરે.
સુતેલા **શામળીઆ** જોઈ. પોતે માતા પુછેરે;
બેટા હજીએ સુઈ રહ્યા છે, સાથી શું થયુંછેરે.
વેણ સુણી માતાનાં **મોહન**, મન વિચારે કેવુંરે;
બવાઈતો સારી ભજવી પણ, હવે શો ઉત્તર દેવુંરે.
હળવે રહીને હરજી બોલ્યા, **માતા** પ્રત્યે વાણીરે;
માતા મારૂં મસ્તક દુઃખે, સુતો સોડજ તાણીરે.
નથી ખમાતું માજી મેંથી, જાણે તૂટી પડશેરે;
સુતો પણ શાતા નથી વળતી, જાણે જીવ નીકળશેરે.
એમ કહીને રડવા લાગ્યા, આંખે આંસુ આણીરે;
કળાન **કેશવનીજ** કળાઈ, માતા મન ગભરાણીરે.
છાનો બેટા રડીશ માં તું, હમણાં એ મટી જાશેરે;
એમ કહી [×]ઉછંગે લઈને, માતા મન વિમાશેરે.
આ બલા ક્યાંથી વળાઆવી, દૈવે દુઃખ બહુ દીધુંરે;
લાડકવાયા **લાલ** મારા, કહીને [3]ચુંબન કીધુંરે.
કર્મ અમારાં છે બહુ [4]દોષી, ઘણી ઘણી છે વિતીરે;
કંઈથી કંઈ આવીહતી પીડા, આવેછે ઓચિંતીરે.
એમ કહીને મરચું મીઠું, લાવ્યાં ચૂડી વાળીરે;
ખડખડતાં ચૂલામાં નાખ્યું, **સાતવાર** ઓવારીરે.
વળી ભરે વાસણ વારીથી, કાળી ચીથરી કાઢેરે;
તેલે બોળી સળગાવીને, તેમાં ટીપાં પાડેરે.
એણી પેરે **જરખ** ઉતારે, **કાનકુંવરની** માતારે;
ચીસો પાડે પડતાં ટીપાં. તેમ ઘણું ઘભરાતાંરે.
હાય બાપ આ કેવી દશા, છે બાળકને મારારે;
તરત **ભૂવાને** તેડાવીને, મૂકાવ્યા ઉતારારે.
**માધવ** જોઈ મન મલકાતા, બડી મોહની માયારે;
ઓળખ છે મારી નવ એને, જાણે માનવ કાયારે.
કેવું આ કલપાંત કરેછે, મુજને બાળક જાણીરે;
ઢોંગ ભૂવાનો ભાળી પોતે, હસતા સારંગ પાણીરે.

---

૨ સુખડ × ખોળામાં ૩ બચ્ચી ૪ દોષવાળાં (નઠારાં)

એટલે આવી **જમુનાજીથી**, **વ્રજનારી** અલબેલીરે;
ઘરમાં પેસતામાં દીઠી, રેલમછેલ કરેલીરે
સખી **લલિતાએ** સાહેલી, ખુમ દઈ બોલાવીરે;
દેખાડી કે'છે આ કોણે, કીધ ભવાઈ આવીરે.
એટલે આવી બીજી કે'છે, અલીશું તમને કે'તુંરે;
જાન કર્યુંછે મારૂં ઝાઝું, ઘરેન આંહી રે'તુંરે
અરસપરસ એમ દોડી આવી, થૈ ભેગી **વ્રજનારીરે**;
સૌ કરતુકઆ **કાનુડાનું**, માનો વાતજ મારીરે
એમ વિચારી ટોળે થૈને, સૌ **વ્રજનારી** આવીરે;
કે'છે **કેશવની** માતાને, ઇદાયે રીસજ લાવીરે.
બાળકને બે'કાવી દીધો, શો વિચાર તમારોરે;
**કાનુડો** આવો અતિ પાડે, રાખે નવ કંઈ આરોરે.
આજ ગયાં **જમુનાજી** ના'વા, સુણો એટલે આવીરે;
સૌ **ગોકુળમાં** માંકણ માંડી, શું મારો છ દબાવીરે.
નહિ ઓશીઆળાં અમે તમારાં. આવું નવ વેઠાશેરે;
વેઠીશું આવું ત્યારે કેમ, **ગોકુળમાં** રહેવાશેરે.
વેણ સુણી **કેશવની** માતા, કે'છે ક્રોધ કરીનેરે;
રાજે ઠપકા લઇને આવો, જૂઠો ઢોંગ ધરીનેરે.
શું બતલાવો બીક ગળી સૌ, બોલીને બહુ બળમાંરે;
માથું એનુ તો દુઃખે એ, સવારનો છે ઘરમાંરે.
છેક બની જાઓ શું જૂઠી, લાજશરમ કંઈ ધારોરે;
બાળક સૌની આંખે ચડીઓ, રહ્યાન તેથી સારોરે.
**કા'નકુંવર** માતા નવ દેખે, એમ ગોપી *ગમ ભાળીરે,
આ બહુ કીધું અણસારે, સમજાવે **વ્રજનારીરે**.
વળી કહે માતાને મેંથી, નવ રે'વાયે ૧દરદેરે
ધીરે રહી ગોપી ગમ ઝાંખી, **માધવ** મુછો મરડેરે.
કહે **જશોદા** સવારનો કંઈ, ગયો નથી છે ઘરમાંરે;
તો શી રીતે આવ્યો મારો, **કા'નકુંવર મંદીર** તારે.
**કામણગારી** છો **વ્રજનારી**, બડી ઠગારી કા'વોરે;
**જૂઠા** બોલી જાવ **અહીંથી**, **જૂઠાં** આળ ચડાવોરે.

---

તરફ ૧ દુઃખે

સુણી કહે વ્રજનીનારી સૌ, એ પાખંડી પૂરોરે;
કેવું ધ્યાન કરીને સૂતો, મજેન કાંઇ અધુરોરે.
તમ આગળએ સિદ્ધ થવાને, જૂઠું મુખથી ઉચરડેરે;
તમે ન દેખો એમ અમારા, સામો મૂકે ગરડેરે.
કળાન એની કળી શકાયે, ગહુન ગતિછે ન્યારીરે;
શીવ બ્રહ્મા પણ પાર ન પ્રીછે, માનો વાત અમારીરે.
અદ્ભૂત લીલા એની જાણો, જેને જ્ઞાન ત્રિકાળેરે;
બાળક એને લહો તમે પણ, એનાં મૂળ પાતાળેરે.
શુર શનકાદીક પારન પામે, તો ગતિ કોણ અમારીરે;
પરવતના પ્રિતમથી અવધી, અમે ગઈ સૌ હારીરે.

---

મનોપદેશ.

## પ્રભાત ઉરમો—રાગ ઝુલણા.

**(જાગ્યને જાદવા કૃષ્ણ ગોવાળીયા; તુજ વિના ધેનમાં કોણ જાશે—એ રાગ.)**

સમજ મન સાર સંસારમાં છે નહિ, સુખ સંસારનું સ્વપ્ન જેવું;
ખેલ નાટક તણો થાય જ્યમ પાત્ર,બદલાય સગ જાણ જગનાટક એવું.સમ.૧
જે ઘરે નોબતો વાજતી રાગ, છત્રીશ રૂડા થતા રોજ ન્યારા;
તેહ ભુવન પડયાં ખાવા ખંડેર થૈ, ઉડતા તે સ્થળે કાગ કાળા. સમજ.૨
રાજ ધન કાજ લાખો લડયા રાજવી, મરણ પામ્યા કરી મારૂં મારૂં;
સંચી મૂકીગયા સાથકંઈ ના ગયું, ગતસમે તેમ નથી કોઈ તારૂં સમજ.૩
અલ્પસુખ માટ તું ઘાટ ખોટા ન ઘડ, મમત મિથ્યા ન કરી તાણ તાણું;
આવ્યો અવસર રૂડો આ અમૂલો અરે, તું ખરે સાધીલે કામ તારૂં. સમજ.૪
સત્ય વસ્તુ કશી છે ન સંસારમાં, જે તું નજરે જુએ તે જનારૂં;
સત્ય શ્રી રામનું નામતે જાણજે, સર્વથા સદ્ગતિ આપનારૂં. સમજ.૫
મોહના ફંદમાં અંધ આપે થયો, પાંશરો પંથ શી રીત દેખે;
દાસ પરવત કહે હોય ગુરૂની કૃપા, રોજ કલ્યાણનો પંથ પેખે.સમજ.૬

**( ઇતિ શ્રી પ્રભાત પોથી )**

---

૨ બળાનું ૩ કહે—બોલે.

# જાહેર ખબર

| પુસ્તકનું નામ. | કિંમત | પોસ્ટેજ |
|---|---|---|
| સંગિત રામરાવણ નાટક | રૂ. ૦-૮-૦ | માફ |
| સુકલતિર્થ મહાત્મ | ,, ૦-૨-૦ | |
| જાદુગર (એક રમુજી વાર્તા) | ,, ૦-૨-૦ | ,, |
| સાર્વજનીક દિલપસંદ ગાયન | ,, ૦-૨-૦ | ૦-૦-૬ |
| વિદ્યાવિનોદ બાવની | ,, ૦-૦-૬ | ૦-૦-૬ |
| પ્રભાત પોથી | ,, ૦-૩-૦ | ૦-૦-૬ |

ઉપર જણાવેલાં પુસ્તકો નીચે લખેલ ઠેકાણેથી રોકડી કિંમતે તથા **વી પી.** પારસલ કરી મોકલવામાં આવશે જવાબ માટે **ટીકીટ** કે **રીપ્લાઇ** કાર્ડ હશે તોજ ધ્યાન આપવામાં આવશે. **નોટપેડ** પત્ર લેવામાં આવશે નહિ. યાદ રાખવું કે બીજાઓની માફક પૂસ્તક ઉપર **બમણી ત્રમણી** કિંમત અમોએ ગોઠવી નથી. ફક્ત પુસ્તકના પ્રમાણમાંજ **કિંમત** મૂકી એકજ ભાવ રાખેલો છે એ ઉપર **વિશ્વાસ** રાખવા અમારી **ગ્રાહક** થનાર સાહેબોને ખાસ ભલામણ છે. સામટી મંગવનાર સાહેબોએ કર્તાને લખી તે બાબત **ખુલાસો** માગવો ઉપરનાં **પૂસ્તકોમાંનું** હરકોઈ **પૂસ્તક નાપસંદ** પડે તો તેના લીધેલા પૈસા પાછા આપી **પૂસ્તક** પાછું લેવા અમે તૈયાર છીએ.

## મળવાનાં ઠેકાણાં

ઝમ્પોર—કર્તા પાસેથી.

ભરૂચ—રા. કાશીરામ જેભાઇ. બૂકસેલર પાસેથી. ઠે. લલ્લુભાઇનોચકલો.

વડોદરા—રા. નંદલાલ હરગોવંનદાસ. વકીલ ઠે. સામળબહેચરની પોળ.

અમદાવાદ—યુનિયન પ્રિન્ટીંગ પ્રેસ કંપની લીમીટેડના મેનેજર પાસેથી.

મુંબઈ—બેન જેકોર હરીબાઈ મસજીદબંદર કન્યાશાળાનાં હેડમીસ્ટ્રેસ પાસે.

ઝાડેશ્વર—રા. હરીલાલ ઉમીયાશંકર, મહેતા પાસેથી.

**કર્તા—પરવતસિંહ હમીરસિંહ,**

**ઝમ્પોર સ્કુલ આ. માસ્તર—પોષ્ટ. અમાર ગામ**